

# To

MY DEAR FRIEND,

MR. NANAKARAMA HARJASRAJ

JHANGIANI.

*for his devoted love and valuable Patient assistance I dedicate this Volume.*



ૐ નમઃ

# અર્પણ પત્રિકા.

મમ પરમ મિત્ર નાનકરામ હરજસરાજ આં-ગીઆણી (હૈદરાબાદ. સિંધ)ની પવિત્ર સેવામાં;—

હરિગીત છંદ.

દાક્ષિણ્ય શુચિતા ત્યાગિતા સામાન્યતા સુખદુઃખમાં;
અનુરક્તિ સ્થૈર્ય વિસત્યતા ગુણ એ ગણાયા મિત્રમાં;
ગુહ્ય પ્રસિદ્ધ કરે કદાપિ ન, મિત્ર-પાપ નિવારતો;
ગુણ મિત્રના કરિને પ્રકટ, તત હિત હૃદયમાં ધારતો. ૧
ઉત્સવ તથા દુર્ભિક્ષ[1]માં વ્યસને સ્મશાને સંગ જે;
વળિ રાજવિપ્લવ[2] રાજદ્વારે પણ સદા સહ અંગ જે;
આપત્સમયમાં અગ્રભાગે વૈભવે પણ ભાગ લે;
સન્મિત્ર એવા અવનિમાં આહા કહો ક્યાંથી મળે? ૨
સદ્ભાગ્યયોગે સર્વ ગુણ સંપન્ન મળિયો મિત્ર તું;
તવ વદનવિધુ[3]ના દર્શને મમ નેત્ર માનું પવિત્ર હું;
પણ મિત્રતાના આપણી ચિરકાલ રાખે સ્મરણને;
હું ભેટ એવી આપવા ઈચ્છું તને પ્રભુ-શરણ[4]ને. ૩
સંસારમાં કો અન્ય વસ્તૂ દૃષ્ટિએ પડતી નથી;
જે લઈ તને અર્પિત કરૂં મનમાંહિ અતિશય માનથી;
તે કાજ નારાયણ ચહી તારા સદા આરામને;
ને ગ્રંથ આ અર્પણ કરૂં રતિ[5]સહિત નાનકરામને. ૪

---

૧ દુર્ભિક્ષ=દુષ્કાળ અથવા આપત્તિ. ૨ રાજવિપ્લવ=રાજાઓનું પરસ્પર અવ્યવસ્થિત યુદ્ધ. ૩ વદનવિધુ=મુખરૂપી ચંદ્ર. ૪ પ્રભુ-શરણ=અર્થાત્ પ્રભુ ભક્ત ૫ પ્રીતિસહિત.

ॐ तत्सत्परमात्मने नमः

# પ્રસ્તાવના.

दृष्टं किमपि लोकेऽस्मिन्न निर्दोषं न निर्गुणम् ।
आवृणुध्वमतोदोषान्विवृणुध्वं गुणान्बुधाः ॥

कालिदासः

કાદંબરી, નવલકથા અને વાર્તા એ પરસ્પરના પર્યાય શબ્દો છે સાંપ્રતિ સમયમાં આપણી ગુર્જર ભાષામાં સ્વતંત્ર તેમજ અંગ્રેજી, બંગાળી અને એવીજ બીજી ભાષાઓનાં અનુકરણ રૂપે અથવા ભાષાન્તર રૂપે વાર્તાનાં અનેક પુસ્તકો વિશેષ પ્રમાણમાં પ્રસિદ્ધ થતા જોવામાં આવેછે. પરંતુ તેઓમાંથી વાચનીય, સમાદર અને રસદાયક તેમજ જ્ઞાનદાયક નવલકથાઓ તો ઘણીજ થોડી મળી શકશે. કારણકે, એક કાદંબરી લખતી વખતે કાદંબરીકારે જે ભાવ (Idea) આશય (Aim) અને વિષય (Subject) એ ત્રણ વિષયો ઉપર જે મુખ્ય અને વિશેષ લક્ષ આપવું જોઈએ, તેમ થોડાઓજ કરેછે. અને તેથીજ તેમનાં પુસ્તકો પ્રજાપ્રિય થતા નથી. ભાવ મહાન્ અને ગંભીર, આશય ઉચ્ચ તથા શ્રેષ્ઠ અને વિષય વિસ્તીર્ણ તથા ચિરસ્થાયી હોવો જોઇએ ત્યારપછી 'વસ્તુસંકલના' રચવામાં પણ લેખકના બુદ્ધિસામર્થ્યનું પરીક્ષણ થાયછે. અને પુસ્તકનો સર્વ આધાર તેની ઉપર રહેલો હોયછે. તે જેમ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ તેજ પ્રમાણમાં તેનો સમગ્ર ગ્રંથ પણ ઉત્તમ, મધ્યમ કે કનિષ્ટ પંક્તિનો ગણાયછે વસ્તુસંકલના પછી વર્ણનશક્તિ પણ ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ. કારણ કે, વાર્તાના પ્રસંગમાં આવતા ભિન્ન ભિન્ન સ્થળ, કાળ અને વિષય ઇત્યાદિકનું રસોત્પાદક ભાષામાં વર્ણન કરવું, એ ગ્રંથકારનું મુખ્ય કર્તવ્ય ગણાય છે. તેમજ વળી વિવિધ પાત્રજનોના સ્વભાવનું પૃથક્કરણ કરવામાં [illegible] ઘણે અંશે તેનું ચાતુર્ય પ્ર-

મુલકમાં પણ તેઓએ પોતાનો સવાઇ રોગ ચલાવીને અંગ્રેજોને મહા કષ્ટમાં નાખી દીધા હતા. તેઓએ ઍડ્વર્ડ અને ટૉમસ્ એ બે અંગ્રેજ વીરોને સમરાંગણમાં ઠાર કરી નાખ્યા હતા. તે વખતે એ સન્યાસીઓના બંડ વિષેના સમાચારના જે જે પત્રો વૉરન્ હેસ્ટિંગ્સે પોતાના મિત્રો કિંવા વરિષ્ઠ અધિકારીઓને મોકલાવ્યા હતા તેઓમાંની સર્વ હકીકત તેણે આપેલી છે. એમાંના કેટલાક પત્રો ગ્લેગના હેસ્ટિંગ્સના ચરિત્રમાં આપવામાં આવેલા છે. એજ માહિતીને આધારે અને પોતાની કલ્પનાના ચાતુર્ય વડે બાબુ બંકીમચંદ્ર આ કાદંબરી લખેલી છે અને એનું મૂળ બંગાળી નામ ઉપર જણાવ્યા પ્રમાણે 'આનંદ મઠ' છે.

બંગાળી ભાષામાં આજ દિન પર્યંત 'આનંદમઠની' ૧૬ આવૃત્તિઓ છપાઇ ચૂકી છે. એ ઉપરથી લોકોને તે કેટલી બધી પ્રિય થએલી હોવી જોઈએ તેની ખાતરી વાચકોએજ કરી લેવી. દુષ્કાળનું વર્ણન, સંતાન વીરોની સ્વદેશ પ્રીતિ અને સ્વામી નિષ્ઠા, યવનોના અધિકાર માટે તિરસ્કાર, કલ્યાણીનો પતિ પ્રેમ, શાંતિની અપૂર્વ ધીરતા અને પતિસમાગમની અનિવાર્ય ઈચ્છા, યુદ્ધ વર્ણન અને સ્વદેશાભિમાન યુક્ત સંતાન વીરોનાં સ્થળે સ્થળે ભાષણો ઇત્યાદિક વિષયો આ વાર્તામાં એટલા તો સરસતાથી વર્ણવેલા છે કે તેને આદ્યથી ઈતિ પર્યંત વાંચ્યા વિના તેનો પૂર્ણ અનુભવ મનુષ્યને કદાપિ થઈ શકે નહીં.

બંગાળી ભાષાની સાથે મારો વિશેષ પરિચય ન હોવાથી આ ગ્રંથનું ભાષાન્તર મેં મરાઠી ગ્રંથ ઉપરથી કરેલું છે. પરંતુ બંગાળી ઉપરથી મરાઠી ભાષાન્તર કરનાર રા. રા. જગન્નાથ ઘોડો ભાગવે તેમનું પુસ્તક છપાતો છપાઇને બહાર પડે તેટલામાં રોગથી કૈલાસવાસી થયા અને તેથી તેઓએ પ્રુફ તપાસેલા ન હોવાથી છાપેલી પ્રતિમાં પણ ઘણી અશુદ્ધિઓ રહી ગઈ. તે અશુદ્ધિઓનું નિવારણ કરવા માટે કલકત્તેથી 'આનંદમઠ'ની એક બંગાળી પ્રતિ મંગાવીને મારા એક બંગાળી મિત્રની સહાયતાથી, મને જ્યાં જ્યાં શંકા પડી ત્યાં ત્યાંનો

વિષય તેની પાસેથી વંચાવીને ઘણીક અશુદ્ધતાનું મેં નિવારણ કરેલું છે તોપણ હજી કેટલીક ભૂલો તો રહેલી હશેજ. પરંતુ આશા છે કે, સુજ્ઞ વાચકો હંસક્ષીર ન્યાયથી દોષોને ન દેખતાં જે ગુણ માત્ર હોય તેનુજ ગ્રહણ કરશે. મરાઠી ભાષાન્તરકારે 'આનંદમઠ' નામ ફેરવીને પ્રસ્તુત વાર્તાનું 'આનંદાશ્રમ' એવું નામ રાખ્યું છે અને તે નામ મને પણ યોગ્ય લાગવાથી તે જેમનું તેમ કાયમ રાખવામાં આવ્યું છે.

જો કે મને એક લેખક તરીકે બહાર પડવાને આજે લગભગ ચાર વર્ષ થવા આવ્યાં છે, અને તેટલા સમયમાં 'જ્ઞાનવર્ધક' 'વિચાર દર્પણ' 'સુદર્શન' 'લક્ષ્મી' અને 'સરસ્વતી શૃંગાર' જેવા નામાંકિત અને પ્રજાપ્રિય માસિકોમાં ગદ્ય તેમજ પદ્યના મારાં અનેક લખાણો પ્રજાસન્મુખ રજૂ થઇ ચૂક્યાં છે તોપણ એક સ્વતંત્ર ગ્રંથને ભાષાન્તર રૂપે પ્રજાની સેવામાં મૂકવાનો આ મારો પ્રથમનોજ યત્ન છે અને તેથી કેટલાક હસ્તસિદ્ધ લેખકોના જેવું આ લખાણ નહીં હતરૂં હોય, એ સ્વાભાવિક છે પરંતુ મને પૂર્ણ આશા છે કે, સુજ્ઞ, ગુણગ્રાહક અને વિદ્યાવિલાસી વાચકવર્ગ યથાશક્તિ આ ગ્રંથની પ્રતો ખરીદીને હવે પછી બીજા ગ્રંથો લખવામાં મને ઉત્તેજન આપશેજ કે જેથી ભવિષ્યત્‌માં હું આના કરતાં વિશેષ ઉત્તમ ગ્રંથોનું ગુંથન કરવામાં સારી રીતે શક્તિવાન્ થઇ શકું.

બે ત્રણ માસિક પુસ્તકોના અધિપતિઓએ મારી ઉપર મારા લખાણોની ભાષા કાંઈક કઠિન હોવાનો આક્ષેપ મૂકેલો છે પરંતુ તેમાં મારો કાંઈ પણ ઉપાય નથી કારણ કે, તે મેં કંઈ જાણી જોઈને કઠિણ કરી નથી, પણ વિચાર પ્રવાહમાં જે જે શબ્દો આવતા ગયા છે, તેમનેજ મેં આલેખ કર્યો છે. તેમજ મારા ધારવા પ્રમાણે મારી ભાષા એટલી કઠિન હોય, એવું મને તો જણાતું નથી કારણ કે, જેમ એક પારસી લેખકના લેખમાં પર્શિયન્ શબ્દો વિશેષ આવે, એ પ્રાકૃતિક છે, તેમજ એક આર્યજનના લેખમાં સંસ્કૃત શબ્દોનો સમાવેશ વિશેષ હોય, એ પણ સ્વાભાવિકજ છે અને તેમાં પણ પ્રસ્તુત વાર્તામાં આવતાં પાત્રો ઘણાં ખરાં આર્યો હોવાથી અને આર્યધર્મનો

પણ એમાં કેટલેક સ્થળે સ્પષ્ટ ઉલ્લેખ કરેલો હોવાથી એમાં તો વળી સંસ્કૃત શબ્દો નિત્ય કરતાં પણ વિશેષ પ્રમાણના આવવાનો સંભવ પ્રસિદ્ધ છે પણ આજનો કાળ એવો નથી, કે આ ભાષા ગુજરાત જનસમાજને કઠિન લાગે કારણ કે, જ્યારે 'કાદંબરી' અને 'ગુલાબસિંહ' જેવા કઠિન ગ્રંથો પણ પ્રજામાં અત્યંત પ્રેમપૂર્વક વંચાય છે, ત્યારે આ ગ્રંથ તો પ્રજામાં અવશ્ય આવકારદાયક થઈ પડવો જોઈએ.

ગુર્જર ભાષાના ધુરંધર વિદ્વાન્ સ્વર્ગવાસી મણિલાલ નભુભાઈ ભાષા વિષેના પોતાના વિચારો કેવા પ્રકારના પ્રકટ કરી ગયા છે તે નીચે આપેલા પૅરેગ્રાફ ઉપરથી વાચકો સારી રીતે જાણી શકે તેમ છે —

"વિચારને અનુકૂલ ભાષા સ્વતઃ જ ઉદ્ભવે છે જેવો વિચારનો વેગ, વિચારની તન્મયતા તેવી વાણી સ્વતઃ જ ઉચ્ચરાય છે પ્રાણીઓમાં પણ એ નિયમનું સ્વરૂપ પ્રત્યક્ષ જણાય છે જેવો તેમની પ્રેરણાનો વેગ અને પ્રકાર તેવી તેમની ભાષા આપણને સમજાય છે મનુષ્યોમાં પણ એનું એમ જણાય છે અશિક્ષિત એટલે જેમને લખવા વાંચવાનો પરિચય નથી તેવા મનુષ્યો પોતાના અંતરના પ્રકાર અને વેગને અનુકૂલ ભાષા સ્વતઃ જ ઉચ્ચારે છે સાહિત્ય શાસ્ત્રવાળાઓ અમુક પ્રકારની અક્ષર યોજના અને શબ્દરચના પોષક છે એમ કહ્યું છે ત્યાં પણ રસ ન છતાં તેવી અક્ષર યોજના બળાત્કારે લાવવાથી રસની નિષ્પત્તિ કે પુષ્ટિ થતી નથી, તો તે રસના આવેગવાળું હૃદય તેવા પ્રકારની ભાષાદ્વારાજ બહાર દર્શન દે છે એટલુંજ તાત્પર્ય છે એટલે ભાષાને અમુક પ્રકારની કરવી કે ન કરવી એવો જે વિચાર છે તે ભ્રમમૂલક જણાય છે લેખકો પોતાની પ્રતિભાના વેગમાં જે ભાષાદ્વારા તે વેગ પ્રદર્શિત થઈ જાય તે ભાષાદ્વારા તેને પ્રકટ કરે છે પુનરાવલોકન કરતાં મૂળના વિચારને દર્શાવવાનો કોઈ ભાષા પ્રકાર સારો લાગે તો તેટલો ફેરફાર કરી કે કરાવી લે છે, પણ વિચારનો વેગ પ્રદર્શિત કરતી વેળાએ શબ્દો સરળ રાખું, કે કઠિન રાખું સંસ્કૃત રાખું કે પ્રાકૃત રાખું એ ઉપર તેનું લેશ પણ લક્ષ્ય

હોતું નથી. લક્ષ હોતું નથી એટલુંજ નહીં, હોઈ શકે પણ નહિ; શબ્દોને વિચારતાં લેખક તેવા પોતાના વિચારની શ્રેણીનેજ બગાડી નાખે. વિચારને દર્શાવવાને સમયે જ્યારે શબ્દરચના ઉપર લક્ષ રખાયજ નહિ, તેમ પુનરવલોકનમાં એ મૂલ વિચારને દર્શાવવાની વધારે સારી રચના કરવા કરાવવા કરતાં બીજો ફેરફાર કરી શકાય નહિ, ત્યારે લખી રહ્યા પછી, જાણી જોઇને, આ શબ્દને સ્થાને આ શબ્દ મૂકો ને આ શબ્દને સ્થાને આ શબ્દ મૂકો, એવું કરનારને તો શબ્દશકિતનું કે લેખકના ઉત્તમોત્તમ કર્તવ્યનું ભાનજ નથી એમ કહેવાય"

"જે ઉત્તમ લેખકો પ્રતિભાનો પ્રસાદ પામી પોતાના અખૂટ અને અગાધ હૃદયરસનો આખા વિશ્વ ઉપર વાણીદ્વારા વિસ્તાર કરવા ભાગ્યશાલી થાય છે તે ભાષા અને શબ્દરચના વિચારોમાં કદાપિ ગુંચવાતા નથી. ભવભૂતીએ કહ્યું છે તેમ,

लौकिकानां हि साधूनामर्थं वागनुवर्त्तते ।
मुनीनां पुनराद्यानां वाचमर्थोऽनु धावति ॥

જે પ્રતિભા પ્રસાદથી પુનિત મહાત્માઓ છે તેમની વાણી પૂઠે અર્થ સ્વતઃજ દોડતો ચાલેછે, અર્થને આણીને તેને અનુકૂલ વાણી યોજવી એ તો પ્રતિભા શૂન્ય લૌકિક વ્યાપારીઓનું, પ્રાકૃત કર્મ છે. પ્રત્યેક વિચાર અંતઃકરણમાં સાકાર થાય છે તે અમુક પ્રકારની શબ્દ સંજ્ઞાને અવલંબેજ સાકાર થાય છે; તેવોને તેવોજ જો એ વિચાર બહાર દર્શાવાય નહિ તો, એ વિચારના મૂલ ઉપાસકને જે આનંદ કે પ્રેમ આવીને તે વિચાર વાચકને આપવાની રૂચિ થઈ તે આનંદ કે પ્રેમ કદાપિ સામાને આપી શકાય નહિ. એટલે પ્રત્યેક વિચાર, પ્રત્યેક શાસ્ત્ર, પ્રત્યેક લેખ, તેને પોતે પોતાની વિશિષ્ટ વાણીનો પ્રકાર સ્વાભાવિક રીતેજ, વળગેલો હોવો જોઈએ અને હોય છે. એમાં સરલ કઠિનનો વિવેક કરવાનો આવશ્યકતા નથી."

"એજ નિષ્કર્ષ છે કે, વિચાર અને ભાષા ભિન્ન થઈ શકતાં નથી; વિચારને અનુકૂલ વાણી સ્વતઃજ ઉદ્ભવે છે; તેને

માટે કે કઠિન કરવાની ઇચ્છાથી ફેરવતા રહેવી એથી વિચારમાં પ્રકૃતિ ઉપર વિરસતા પડી, લેખનો હેતુ વ્યર્થ થાય છે"

'સુદર્શન' પુસ્તક ૧૩. અંક ૪-૫ પૃષ્ઠ ૭૫-૭૬

ઉપર્યુક્ત પૅરેગ્રાફને લક્ષપૂર્વક વાંચવાથી મારી ઉપર ઠરવામાં આવેલા ભાષા કાઠિન્યના આક્ષેપનું આપોઆપ નિવારણ થઈ જાય એમ હોવાથી તેને વિષે અત્ર વિશેષ વિવેચન કરવાની કાંઈ પણ આવશ્યકતા હું જોતો નથી

આ પુસ્તક લખતી વખતે મારા પરમ મિત્ર શ્રી૦ નાનકરામ દલપતરામ વાગીઆણીએ જે મને કેટલીક અમૂલ્ય સહાયતા આપેલી છે, તેને માટે હું તેમનો અત્યંત આભારી છું, અને તેમના મારા પ્રત્યેના એક મિત્ર તરીકેના નિષ્કપટ પ્રેમ ભાવથી પ્રેરાઈને આ ગ્રંથ પણ મેં તેમનેજ અર્પણ કરેલ છે જે મારા ધારવા પ્રમાણે અમારી પરસ્પર મિત્રતાનું ખરેખર એક ચિરસ્થાયી સ્મરણ રૂપક સાધન થયા વિના રહેશે નહી અને તેથીજ અન્ય સર્વ હેતુ કરતા આ અર્પણ ઉત્કૃષ્ટ છે

વિદ્યાની પ્રાપ્તિ થઈ અને જેમના આશિર્વાદથી હું આજે નમે તેવા પણ એક ગ્રંથ લખવાને શકિતવાન્ થયો, તેમના ચરણ કમળમાં વારંવાર મસ્તક નમાવીને મારી આ લંબાયલી પ્રસ્તાવના અત્ર હું સંપૂર્ણ કરૂં છું.

હૈદરાબાદ, સિંધ<br>સવત્ ૧૯૫૬ શ્રાવણ<br>કૃષ્ણપક્ષ ૫ બુધવાસર<br>તા ૧૫ ઑગસ્ટ ૧૯૦૦

હું છું પ્રિય વાચક વર્ગ,<br>આપનો<br>સદૈવ સ્નેહાભિલાષી

## ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ,

અનુવાદ કર્ત્તા.

તા૦ ક૦—યદિ સમગ્ર પુસ્તકના પ્રૂફો મેં પોતે તપાસ્યાં હોત, તો વિશેષ ઉત્તમ થાત પણ હું અત્ર હૈદરાબાદમાં હોવાથી તેમ કરી નથી શકાયું. કારણ કે પ્રત્યેક ફૉર્મના પ્રૂફો અત્ર આવે અને શુદ્ધ થઇને પાછા મુબંઈ પહોચે, તેને ઓછોમાં ઓછા દશ દિવસ નીકળી જાય, એટલે ચાર દિવસનું કામ ચોવીસ દિવસે થાય અને તેથીજ મેં પ્રૂફો અત્ર મગાવવાનું વાજબી નહોતું વિચાર્યું. પરંતુ મેં પોતે પ્રૂફો ન તપાસવાથી ભૂલો વિશેષ રહી જાય, એ સંભવિત છે, અને તેને માટે શુદ્ધિપત્ર આપવું યોગ્ય ગણાત, પણ કેટલાક શેકાણને લીધે, અને અશુદ્ધતાઓ પણ કાંઈ એવી નથી, કે જે અનર્થકારિણી થાય, માટે તેમ કરવાનું મોકૂફ કર્યું છે જેમકે પૃષ્ઠ ૫૮ માની ૧૬ મી પંકિતમાં श्यामलाम् ને સ્થાને शामलाम् અને પૃષ્ઠ ૨૨૦ માની ૪ થી પંકિતમાં 'અપ્સર સમા' ને બદલે 'તો અપ્સરા' ઈત્યાદિ ભૂલો છે, તે મને, આશા છે કે, મારા સુજ્ઞ અને દયાળુ વાચકો સુધારીને વાચવાની તસ્દી લેશે અને તેની આ દીન લેખકને અંતઃકરણપૂર્વક ક્ષમા કરશે

હૈદરાબાદ, સિંધ,<br>સંવત્ ૧૯૫૭, ફાલ્ગુન<br>શુક્લપક્ષ, ૧૫ મંગળવાસર<br>તા૦ ૫ માર્ચ ૧૯૦૧.

ઠક્કુર ના૦ વિ૦ ચ૦<br>અનુવાદક કર્ત્તા.

ॐ नमः

श्रीमदमरो विजयतु.

# આનન્દાશ્રમ.

---

## વિષયોપક્રમ.

એક પ્રદેશને વિષે એક અતિ વિસ્તૃત અરણ્ય હતું; જેમાં સર્વ પ્રકારની વૃક્ષરાજિ લાગી રહેલી હતી, પરંતુ તાલીવન અતિ ઘનઘોર હતું. વૃક્ષરાજિ ઘટ્ટ હોવાથી વૃક્ષોની શાખાઓ ઘટ્ટ, વિચ્છિદ્ર, શૂન્ય અને પ્રકાશ કિરણોનો પણ જેની અંદર પ્રવેશ થયો કઠિન, એવી હોવાથી, આ પલ્લવ સમુદ્ર જ્યારે જ્યારે વાયુના ઝપાટાથી કંપિત થતો હતો, ત્યારે ત્યારે સહસ્ર-લક્ષ પલ્લવ-સમૂહનો કલ્લોલ સેંકડો કોશ પર્યંત એક સરખો મચી રહેતો હતો. એ વનરાજિમાં ઘટ્ટ અને વિપુલ અંધકાર પોતાના અનુયાયી વર્ગસહિત નિશ્ચિંતતાથી રહેતો છતાં પ્રચંડ મધ્યાન્હ સમયે પણ સૂર્ય કિરણોની પરવા ન કરતાં, પોતાના વનરાજિરૂપ પ્રાસાદને વિષે જાણે નિઃસૂર પડયો હોયની! એવો ભાસ થતો હતો. અત્રસ્થાને મનુષ્યોનો વહિવટ નહોતો; પત્રોનો મર્મર ધ્વનિ, તથા વન્ય શ્વાપદોની ગર્જના એ ઉભયવિના તત્ર ઇતર શબ્દો કર્ણ-શ્રવણીય થતા નહોતા.

એવા તે વિસ્તૃત અને નિબિડ તમોવ્યાપ્ત અરણ્યને વિષે નિશાસમય, એટલે તે વિકટજ કહેવાય. દ્વિપ્રહર સર્વરી વિગતા થઈ હતી. રાત્ર અને

તે પણ વળી અંધકારમય, તેથી તેના ભીષણત્વમાં શું પૂછવું? નભોમંડળ તળે અંધકાર, વૃક્ષરાજિના સ્થળમાં અંધકાર અને ભૂ-ગર્ભમાં પણ અંધકાર, એવી રીતે ચતુર્દિશાને વિષે અંધકાર નૃપતિનીજ અધિકારતા વ્યાપી રહી હતી.

એ નિબિડ વનરાજિમાં કોઇઅવધિ પશુ, પક્ષી અને કૃમિકીટાદિ પોત પોતાની ગુહામાં અથવા ગુફામાં, કિંવા દરોમાં વા પલ્લવાદિકને વિષે વસતિ કરીને અવશ્ય રહેતા હશે. પણ તેમનો કિંચિન્માત્ર પણ કલકલાટ કે ગુંજારવ અધુના સાંભળવામાં આવતો નહોતો. એ સૂચિભેદ્ય એવા અરણ્યમાંના અંધકારમાં અકસ્માત્ એક શબ્દ થયો, 'મારી મનઃકામના પૂર્ણ થશે કે?'

એટલો ધ્વનિ થવા પછી તે અરણ્ય પુનઃ પૂર્વવત્ શાંત થયું. કેટલોક સમય વ્યતીત થતાં, પુનરપિ મનુષ્યના શબ્દસમાન રવ ધ્વનિત થયો, 'મારી મનઃકામના પૂર્ણ થશે કે?'

એ પ્રમાણે ત્રિવાર શબ્દ થઇને પુનઃ પૂર્વ પ્રમાણે શાંતિનું આગમન થયું. તદનંતર અલ્પ અવકાશ પશ્ચાદ્ દ્વિતીય શબ્દ થયો, 'તારે શું માગવું છે?'

'મારૂં સ્વતાનું કલ્યાણ!'

તદનંતર પુનઃ તે ગંભીરવાણી પ્રકાશિતા થઈ, 'તાત! જીવન તુચ્છ છે! માટે તેનો ત્યાગ કરવો એજ ઈષ્ટ છે।'

'ત્યારે મને બીજું કાંઇક પણ આપો! પણ તમે મને શું આપશો?' એવી પૃચ્છા પુનઃ ઉદ્દભવી.

તેનો તે વરદવાણીએ ઉત્તર આપ્યો કે, 'ઠીક ત્યારે, આપી તને ભક્તિ!!!'

ॐ तत्सत्परमात्मने नमः

# આનન્દાશ્રમ.

## અનુક્રમણિકા.



### પ્રથમ ખંડ.

## દ્વિતીય ખંડ.



## તૃતીય ખંડ.

## ચતુર્થ ખંડ.







ॐ तत्सत्परमात्मने नमः

# આનન્દાશ્રમ.

## એક અપૂર્વ રસભરિત નવલ કથા.

## પ્રથમ ખંડ.

### પ્રકરણ પહેલું.

### ભયંકર દુષ્કાળ.

દોહરો.

સુવર્ણ રૌપ્યાદિક ભલે, ગેહે અતિ ધનમાલ,
અન્નવિના ઉપયોગિ નહિં, હોય યદા દુષ્કાલ

અનુવાદ કર્તા



ઈ. સ ૧૯૭૦ ના વર્ષમા ગ્રીષ્મ ઋતુ મધ્યે એક દિવસે 'પદચિહ્ન' નામક ગ્રામમા અત્યંત ઉષ્મા (ગરમી) થતો હતો ગામમા નાની મોટી અનેક ઈમારતો શોભી રહેલી હોવાથી ત્યાના રહેનારાઓની સુખ સ્થિતિનુ અનુમાન સહજમા થઈ શકતુ હેતુ પરતુ જે દિવસે આપ

મ્હેના થયા શૂન્ય. ઉદાસ અને ભયદ દેખાતા હતા! બાડાઓમાં ઢોર હોવા જોઇએ, ત્યાં સર્વ શૂન્યાકાર થયુ હતું! વૃક્ષોપર પક્ષીઓનો કલકલાટ હોયજ. અત્ર એકે પક્ષી દૃષ્ટ થતો નહોતો! માત્ર સ્મશાન-ભૂમિને વિષે ધોળે દિવસે પણ શિયાળવાઓનું બ-ગડલુ મનુષ્યોના ચિત્તની ઉદાસીનતાને વૃદ્ધિગત કરવામાં કારણીભૂત થતુ હતુ!!

એવા શૂન્ય નગરમા એક વાડીને વિષે એક કુટુંબ-એટલે પતિ, પત્ની અને એક અપત્ય (બા-લક) એવી રીતે ત્રણ મનુષ્ય વિચારમા મગ્ન થ-એલા દેખાતા હતા વાડીનો ભવ્ય આકાર, તેના તે મરુ આકૃતિના સ્તંભ, તેના પ્રશસ્તદ્વાર, અંતર્ભા-ગનો ચોગાન અને એવાજ બીજા વૈભવદર્શક ચિન્હો, ઉપરથી તેના સ્વામીનુ ઐશ્વર્ય વ્યક્ત થતુ હતુ. પરતુ એ ભ્રામક ઐશ્વર્ય ઉપરથી ઉત્પન્ન થતી પોતાની કલ્પનાને વાચક-સમાજે સ્વાધીનજ રાખવી. કારણ કે, એવા એ ભવ્ય આમોદમા ઉક્ત ત્રણ પ્રાણીઓ જેમતેમ કરીને દિવસ નિર્ગમન કરતા હતા. કિંકરો અને દાસદાસીઓ વગેરે ચાલ્યા ગએલા હોવાથી સ્ત્રી પુરુષ પોતાના એક બાલક સહિત મક-ડુખે પોતાનો કાલ વ્યતીત કરતા હતા તે દપતી જે વખતે નગરના એકલા વિચાર કરતા બેઠા હતા; તે વખતે જાણે મધ્ય નિશામા ઉદ્‌ભૂત થએલા ઉ-ભય અપ્રફુલ્લિત કમલજ વિકારને પામ્યા હોયની! તેવો ભ્રમ થતો હતો.

ઈ. સ. ૧૭૯૮ ના વર્ષમા અનાવૃષ્ટિ (વર્ષાદ ન) થવાથી પાક સારો આવ્યો નહોતો, તેથી બીજે વર્ષે ...ન્નની અતિ મોંઘારી થઈ. લોકો અત્યંત ચિતા-

ગ્રસ્ત છતાં, જે દિવસ ગયો તે મફત મળ્યો, એવી રીતે કાલક્રમણ કરતા હતા. એટલું થયું તોપણ જે સરકારના કરનો ત્રાસ લોકોની પૂઠે હતો, તે તેમનો તેમજ હતો. કર ભરી દીધેલું હોવાથી જેમતેમ કરતાં લોકોને એક વખત પણ ખાવાનું મળતું. આ વર્ષમાં પર્જન્ય (વર્ષાદ) પડવો જોઇએ તેટલો પડયો, તેથી ઈશ્વરે કૃપાદૃષ્ટિ કરી એવું ભાસવા લાગ્યું. ગોવાળિયાઓ પૂર્વવત્ વનમાં ગાયો તથા અન્ય ઢોરોને ચરાવતાં ગાયન ગાવા લાગ્યા. એવી રીતે સર્વત્ર આનંદદર્શક ચિન્હો દૃષ્ટિગોચર થયા. પરંતુ આશ્વિન માસમાં પુનઃ પરમેશ્વરે અવકૃપા કરી. મેઘરાજાએ બે મહિના સુધી દર્શન દેવુંજ બંધ કર્યું. જે પાકો પ્રફુલ્લિત થવાથી ખેડુતોના મનને આનંદિત કરતા હતા, તે કરમાઈ જતાં સ૨ લોકોની આશાના અંકુર પણ કરમાઈ ગયા! જે ક્ષેત્ર (ખેતર) માં સરાસરી આઠ આના જેટલો પા઼ આવવાની વકી હતી, તેની ઉપર સરકારી અધિ઼ કારી વર્ગની ધાડ પડવાથી ઇતર લોકોને ટંકારા઼ કરવાની ફરજ પડી! બે ચાર આના જે પાક હા઼ થમાં આવ્યો હતો, તેની ઉપર એક વખત જે઼ તેમ કરીને ઉદરાગ્નિને શાંત કરી રહ્યા! પણ પ્રા઼ તો કંઠે આવીને અટક્યા હતા! એવી કાટકસર઼ શું થાય? ધાન્યનો અંત આવતાંજ એકદમ ફાંક઼ પડવા લાગ્યા! બીજા એટલે ચૈત્રના પાક ઉપર લો઼ કોની ઘણીજ આશા રહેલી હતી, પણ તે પાક ઘો઼ રાજ થયો; અને તેમાંથી પણ ચોરાચોરી થઈ! અરે આટલાથીજ જો તેઓની વિપત્તિનો અંત થયો હોત, તો તે એક ઈશ્વરી કૃપાજ સમજવામ઼

આવત. પણ “દુષ્કાળમાં અધિક માસ” એ કહેવત પ્રમાણે વસૂલ કર્ત્તા અધિકારી મહંમદ રેઝાખાન, તેણે કરમાં સેંકડે દશ ટકાનો વધારો કરીને એકદમ વસૂલ ઉઘરાવવાની તજવીજ કરી. કહેશો કે, એમ કેમ કર્યું? તો તેનું ઉત્તર કે, પોતાની ચઢતી થશે એવી આશાથી ખાનસાહેબે પોતાનું ફરમાન ફેરવી દીધું! એજ અધિકારતા? ધિક્કાર હોજો એવા અધિકારત્વને! જે મનુષ્યત્વને વિસરાવી કેવળ મનુષ્યને સ્વહિત પરાયણતાની નિર્ઘૃણ મૂર્ત્તિ બનાવી મૂકે છે! અર્થાત્ એ સરકારી અન્યાયથી સમગ્ર વંગવાસી પ્રજાજનોમાં અત્યંત હાહાકાર વ્યાપી રહ્યો.

ભિક્ષા માગવાનો કલહહીન વ્યાપાર વિસ્તાર સહિત આરંભિત થયો. પણ ભિક્ષા–દાતા તો કોઈ જોઇએ કે નહીં? જે ઉઠયો તે ભિક્ષા માગવા લાગ્યો, પણ તે આપવી કોણે? ચકચકિત ફાંકા પડતા હોવાથી તેમજ ક્ષુધા (ભૂખ) સહન ન થવાથી લોકોએ પડવાનો (પ્રાણત્યાગ કરવાનો) પ્રારંભ કર્યો અને રોગે પોતાનું ઉગ્રરૂપ ધારણ કરીને એ બુભુક્ષિત (ભૂખથી પીડાયલા) લોકોને ભક્ષવાનો આરંભ કર્યો. ઘર વેચો, દાગીના વેચો, ઢોર વેચો કે ખેતર વેચો પણ પેટરૂપી ખાડો ભરો. એજ કોલાહલ જ્યાં ત્યાં શરૂ થયો. મધ્યાહ્નકાલ એ વિશેષ વિકટ, એની આગળ કોઈની શક્તિ ઉપયોગિની નહીં! પોતાના પેટનાં આંતરડાં કહેવાતા નાના બાલકો તથા અર્ભકોને સુદ્ધાં પણ લોકો વેચવા લાગ્યા! પરંતુ જ્યાં સર્વ વ્યક્તિ વેચનાર ત્યાં ખરીદનાર કોણ અને તે ક્યાંથી મળે? ઝાડ,પાલો અને ઘાસ વગે-

રનું ભક્ષણ કરીને ઉદરાગ્નિ શાંત કરવાનો કેટલા- કોએ યત્ન કર્યો; નાનાં ગામોમાં તો ઢોર, ઉંદર અને બિલાડાને પણ લોકો ખાતાં ચૂક્યા નહીં! પણ એવા આહારથી પ્રાણ ક્યાં સુધી ટકી શકે? નાના પ્રકારના રોગોનો ઉદ્ભવ થવાથી પ્રજાજનોનો એકદમ સંહાર થવા લાગ્યો. આજ અન્ન કરતાં કેટલાક મનુષ્યોએ તત્સ્થાનેજ પ્રાણ છોડ્યા અને કેટલાકોએ પરદેશનો માર્ગ ગ્રહણ કર્યો. જ્યાં સુધી અંગમાં બલ હોય ત્યાં સુધી પંથ કાપવો અને ત્યાર પછી નિર્બલતા પ્રાપ્ત થતાંજ આસન્ન મરણ લહી તરફડી તરફડી પ્રાણ ત્યાગ કરવો, એવી અવસ્થા પ્રવાસી જનોની થતી. જ્યાં જે પડ્યો ત્યાં તેની મરણક્રિયા શૃગાલ, શ્વાન કિંવા વરાહ સમૂહે કરવાનો ભયંકર પ્રસંગ આવ્યો. સ્થલે સ્થલે પ્રેતા (મુડદાંઓ) નો સમૂહ અને તેની ઉપર બેઠેલા આનંદ ચહેરાવાળા શિયાળવાઓ વારંવાર દૃગ્ગોચર થવા લાગ્યા! કારણ કે, દુષ્કાળના ભયંકર સહાયથી મૃત્યુરૂપી રાક્ષસે પોતાનું રૌદ્રરૂપ ધારણ કરીને માનવજાતિનો સ્વાહાકાર કરવાનીજ દીક્ષા જાણે ભીષ્ણત્વ સહિત ગ્રહણ કરી હોયની! એવોજ દેખાવ જોવામાં આવતો હતો.

એવા ભયંકર સમયમાં ઉક્ત 'પદચિહ્ન' નામક ગ્રામને વિષે મહેન્દ્રસિંહ નામનો એક સંપન્ન ગૃહસ્થ રહેતો હતો. તેના તે અપ્રતિમ ઐશ્વર્ય અને અતુલ સંપત્તિના શું ખટકા ભરવા હતા? ગૃહમાં ધાન્યનો એક કણ (દાણો) પણ ન હોવાથી ઈતર ભૂખડીબારસ લોકો પ્રમાણે તે પણ પૂર્ણ કંગાલ બન્યો હતો. કિંકરજન, દાસદાસી, મિત્રમંડળ અને

આમંગોસ ઈત્યાદિક સર્વે તેને ત્યજીને જેને જ્યાં રસ્તો સૂઝયો તેણે ત્યાં ચાલતું મૂક્યું હતું અને એવા અનિષ્ટ પ્રસંગમાં પણ જે કેટલાક તેને વળગી રહ્યા હતા તે અન્ન અન્ન કરીને મરણ પામ્યા હતા. જો કે મહેન્દ્રસિંહની આટલી મ્હોટી વાડી હતી, તોપણ તેમાં ત્રણ મનુષ્યો વિના ચોથો કોઈ દૃષ્ટિએ પડતો નહોતો. ચાકર માણસોએ અને ઈષ્ટમિત્રોએ વારંવાર ગર્જાવવાથી અને જેમા સર્વજને આનંદ સહિત વાસ કરેલો હોવાથી જે વાડી અને ઘર સદા સુશોભિત દેખાતાં હતા, તેજ હમણા કોઇએક નિર્જન પ્રદેશ સમાન ઉજ્જડ અને ભયાનક ભાસતાં, જાણે માણસને ખાવાનેજ ઉઠશે કે શું ? એવો ભાસ થતો હતો

એ વાડીનો સ્વામી અને તેની પત્ની એવી રીતે બન્ને જણ પોતાની કન્યાને લઇને બેઠા હતા. બન્નેની મુખકાંતિ નિસ્તેજ અને ચિંતાથી આકુલ દેખાતી હતી તેટલામા મહેન્દ્રસિંહની પત્ની સ્વ કન્યાને પતિ સંનિધ મૂકીને ગોકા તરફ ગઈ, અને ત્યા ગાયનુ દૂધ દોહીને પુત્રી માટે લઈ આવી. આવતી વખતે ગાયને ઘાસ વગેરે પણ નાખતી આવી અને દુહિતા (દીકરી) ને દુધ પીવરાવવામાટે પતિની પાસેજ બેઠી દીકરીને પય પાન કરાવવા પછી તેણે ક્ષીરપાત્ર (દૂધના વાસણ) ને ઉપાડીને એક કોરે મૂક્યુ તેટલામા તેના પતિએ કહ્યુ કે, "એવી રીતે કેટલા દીવસ ચાલશે ?"

"એ તો દેખીતુંજ છે કે, એવી રીતે ઘણા દિવસ સુધી ચાલી શકનાર નથી. પણ નિકળે તેટલા દિન તો કાઢવા જોઇએ! અન્ન રહેતા હવે દિવ

ભાનનું સ્મરણ થવાથી તે બોલ્યો, "માર્ગ મહા વિકટ છે, ચોર ઇત્યાદિકનો ભય તો આવા સમયમાં પગલે પગલે હોય એ સ્વાભાવિક છે અને તેથી શસ્ત્ર રહેવું તે સારૂ છે." એમ કહીને તેણે પાછા ગૃહે આવી પોતાની નાલિકા (બંદૂક), દારૂનું શીંગડું અને ગોળીઓનું તોષદાન વગેરે સાથે લીધાં. એટલામા તેની પત્ની બોલી, "તમે ખોટી થયા એ ઠીક થયું, મારે પણ મારી લજ્જાના રક્ષણમાટે કોઈ સાધન સાથે રાખવું જોઈએ, આને (કન્યાને) તો જરા લેજો, હું હમણાંજ ઘરમાંથી મારૂં શસ્ત્ર લઈ આવું છું." એમ કહી દુહિતાને પોતાના પતિના હાથમાં આપીને તેણી પોતે ગૃહને વિષે ગઈ. ત્યાંથી હલાહલ વિષની ગોળીઓથી ભરેલી એક નાની ડાબડીને પોતાની કમરમાં છુપાવીને તરતજ તે પાછી આવી ત્યારે મહેન્દ્રે કહ્યું કે, 'પ્રિયે! તું કયું શસ્ત્ર લેવાને ઘરમાં ગઈ હતી?"

કલ્યાણીએ ઉત્તર દીધું, "મહારાજ! આવા કટુ કાલમાં કોણ જાણે કેવો પ્રસંગ છેવટ આવશે તેનો નિયમ નથી તેથી પોતાના રક્ષણનું સાધન નિત્ય સાથે હોય એ સારૂ છે આ એક વિષની ડબી લઈ રાખી છે, કદાપિ એવોજ પ્રસંગ આવે તો એક ગુટિકા લેતાંજ મુક્તિ થઈ જાય!" એમ કહીને તે પોતાના પતિની સાથે માર્ગ ક્રમણ કરવા લાગી

જ્યેષ્ઠ માસ હોવાથી ઉષ્મા (ગરમી) કહેતો હતો કે મારૂંજ કામ, પૃથ્વી અગ્નિગાર સમાન ન સા થઈને વાયુના હનનરહિત ધુલિના રૂપથી અગ્નિ-જ્વાલ ભીકની હતી અતિશય ઉષ્ણના ઘના આકાશ તેજની જરતારી વસ્ત્રથી લપેટાયલું હોયની.

તેવું જણાતું હતું. ઉષ્ણત્વના તાપથી કલ્યાણીને વિશેષ સ્વેદ (પસીનો) આવતાં તેનાં વસ્ત્રો ભીંજાઈ ગયાં હતાં. રસ્તામાં આવતા વૃક્ષોની છાયા તળે વિશ્રાંતિ લેતા લેતા અને કર્દમય (ચીકણવાળા) ખાબોચિયાઓના જળથી પોતાની તૃષા (તરસ)નો અંત આણતા તે દંપતિ ગદ-અપ્રાપ્તિ તરીકે પોતાનો પથ કાપતા હતા. કન્યા મહેન્દ્રના કટિભાગ (કમ્મર) ને સ્થિત હતી અને તાપનાથી તેને તાપ ન થાય તે-ટલામાટે તે તેને વારવાર વાયુ ઢોળતા હતા. ચાલતા ચાલતાં થાકી જવાથી બન્ને સ્ત્રી પુરુષ સ્વપુ-ત્રીસહિત એક વૃક્ષની નિબિડ (ઘાટી) છાયામાં વિ-શ્રાન્તિમાટે બેઠા. પત્નીને કદાપિ પોતાના ઘરથી બ-હારના પવનના અદન કરવાનો આ પ્રસંગ આવ્યો

ગામની નજદીક જલ્દી જઈ પહોંચિયે, એવી આ-
શાથી પુનઃ તેઓએ ત્યાંથી ચાલવાનો આરંભ કર્યો.
તેવા ઉષ્માના ભયંકર તાપમાંથી માર્ગમાં પંથ કર-
તાં કરતાં સંધ્યાસમય થયો અને તે વખતે એક
ઘણુંજ નાના ગામડાની બે ચાર ઝૂંપડીઓ તેમની
નજરે પડી. તેમને જોઇને મહેન્દ્રના મનમાં આશા
ઉદ્ભવી કે, હવે મારી પત્નીને અને પુત્રીને અન્ન
જળ મળશે. પણ તે આશા વ્યર્થ હતી. ગામમાંથી
લોકો ઘરબાર મૂકીને જ્યાં માર્ગ મળે ત્યાં નિકળી
ગયા હતા. તેણે આસપાસ પુષ્કળ શોધ કર્યો, હાંકો
મારી; પણ પાસે કોઈ જીવતો જાગતો હોય તો
સાદ આપે કેની? અંતે પોતાના આપ્તવર્ગને એક
ઘરમાં લઈ જઈ ત્યાં બેસાડીને મહેન્દ્રે પોતાની પ-
ત્નીપ્રતિ કહ્યું કે, "પ્રિયે! ધીર ધરીને તું અહીં
સ્થિત રહે, હું ગામમાં જઇને યદાકદાચિત્ એકાદી
ગાય મળી તો તેનુ દૂધ લઈ આવુંછું." એમ
કહીને તે ઘરમાં ઘણા વાસણો પડ્યા હતા તેમાંથી
જોઇતું એક પાત્ર ઉપાડીને તે ઘરથી બહાર નિક-
ળીને પોતાના કાર્યની સિદ્ધિમાટે ચાલતો થયો.





# પ્રકરણ બીજું.

## દુષ્કાળના ભૂતો.

નરાચ છંદ.

પ્રવિત્ત દીનતા તથા વિદુઃખ લીનતા ભવે;
અમાનતા, વિવેક-નષ્ટતા ને કલેશદા લવે;
ક્ષુધા સમાન અન્ય વેદના સૃજી ન ઈશ્વરે;
સ્મશાનના પિશાચ વત્ દશા ખરે નરે કરે.

અનુવાદ કર્તા

વા ઘરને દરવાજાજ કયાંથી હોય કે તેણી બંધ કરે? તેથી તે તેજ ઠેકાણે વિસ્મય થઇને ઉભી રહી ગઈ! વિચાર કરતાં કરતાં તેણે ચતુર્દિશાએ પોતાની દૃષ્ટિ દોડાવી અને તેથી બીજી તરફનો એક દરવાજો તેની નજરે પડયો. તે દીઠેલા દ્વાર તરફ જેવો તેણી વળવાનો વિચાર કરેછે, તેવોજ કંઈ પડછાયા જેવો દેખાવ તેણીની દૃષ્ટિએ પડયો અને તેને જોતાંજ તે કોમલ મનની કામિની અત્યંત ભયભીત થઈ; તોપણ પોતાની ચિત્તવૃત્તિને શાંત અને સ્થિર રાખીને તે દેખાવ તરફ તેણી ટીકી ટીકીને નિરખવા લાગી અને ત્યાં તેણીને કોઈ વિદ્રૂપ આકૃતિ જોવામાં આવી. એ કોઈ મનુષ્યની કે સ્મશાન સંગમાંથી મુક્ત થએલા કોઈ એક પિશાચની અથવા તો દુષ્કાળની વિકરાળ દાઢમાં સપડાયલા કોઈ બુભુક્ષિતની મૂર્ત્તિ હતી, તેનો કાંઈ દૃઢ નિશ્ચય થયો નહીં! 'કદાચિત્ આ મારી નજરચૂક તો ન હોય? દૃષ્ટિની ભૂલ કહું તો હું શુદ્ધિવાળી છતાં આ આકારનું ચલન વલન મને સારી રીતે જોવામાં આવે છે, તે કેમ થઈ શકે?' તે આકૃતિ અત્યંત પાતળી, કાળી, વિકટ–આકાર તથા દિગંબર (નાગી) હતી ગાલોમાં ખાડા પડીને નાકની ઉંચાઈ વધેલી, ભયદ નેત્રો, સુદામા પ્રમાણે હાથ પગ સળીઓ જેવા, ઉદર-પૂર્ત્તિ કરવામાટે જે વસ્તુ આવે તેનો સ્વાહાકાર કરવાથી પેટરૂપી ઘડો કાંઈક ફુગેલો, અસ્થિ પિંજરનેજ ઢાંકવામાટે જેની ઉપર ઝીણી ચામડીનું વેષ્ટન અને તે પણ નિસ્તેજ અને કેશના બાબરિયા છૂટા પડેલા એવા ભયંકર આકારને નિહાળીને તેણી મનમા ને મનમાં એકદમ હ-

બકી ગઈ. એટલામાં તેણે (તે આકારે) એવાજ વિવર્ણ અને અતિશય કૃશ એવા બીજા આકારને પોતાની પાસે આવવાની ઈશારત કીધી અને તે ઈશારત જાણતાની સાથેજ તે બીજો અકરાળ વિકરાળ આકાર તે ઈશારત કરનાર પ્રથમ આકૃતિની પાસે આવ્યો એવી રીતે એક એક બબ્બે કરતાં ખૂબ ભીડ થઈ. પણ ચમત્કાર એવો હતો કે, તેઓમાંના એકેના મુખમાંથી પણ હું કે ચું શબ્દ બહાર પડતો નહોતો. જાણે કોઈ સ્મશાનરૂપી ગુફાના દરવાજા ખુલ્લા થતાં તેમાંથી પટાપટ વાંચ્છાલુબ્ધ ભૂતો એક પછી એક બહાર પડતા હોયની! એવો આબેહૂબ દેખાવ બની રહ્યો હતો. તેમનો તે વિકટાકાર, તેવીજ બુભુક્ષિત અને કાવરી બાવરી મુખમુદ્રા, તે મુખ ઉપરની પ્રેત–કળા તે કૃશ હસ્તપાદાદિના ભયંકર વિક્ષેપ અને તેવુંજ ભયઉત્પાદક તેમનું સૈન્ય નિહાળીને કલ્યાણી કેવળ ગર્ભગલિતા થતાં મૂર્ચ્છિત થઇને નિશ્ચેષ્ટ ભૂમિ ઉપર પડી! તેણીનું દેહ–ભાન લોપ થતાજ તે એકઠા થએલા દુષ્કાળના ભૂતો તેણીને અદ્ધર ઉપાડીને પાસેના એક નિર્જન્ય પ્રદેશ (જંગલ)માં લઈ ગયા. અર્થાત્ તેણીની સાથે તેણીના અજ્ઞાન અર્ભક (પુત્રી)ને પણ ઉપાડી ગયા, અને તે પણ ઠીકજ થયું.

અહીં પાછળથી મહેન્દ્ર પોતે લઈ ગએલા પાત્રમાં પુત્રીમાટે દૂધ લઈ આવ્યો, પણ કન્યા અથવા પત્ની બન્નેમાંથી અત્ર એકનો પણ પત્તો ન હોતો. તેણે પુષ્કળ શોધ કીધો, સાદ કર્યા અને ચારે તરફ તેમને જોતો ફર્યો. પણ તેમનો તેને કાંઈપણ પત્તો મળ્યો નહીં.



# પ્રકરણ ત્રીજું

## બુભુક્ષિતોનો કોલાહલ.

દોહરો.

ભક્ષ્ય અભક્ષ્ય કરે મનુજ, વન-પશુ સમ થઇ ક્રૂર;
દયાહીન ભવ થાય જવ, અતિ ક્ષુધાનું પૂર.

અનુવાદ કર્તા



બુભુક્ષિતો કલ્યાણીને અને તેની દીકરીને જે અરણ્યમાં લઈ ગયા હતા, તે મહા ઘનઘોર હતું. રાત્રિ તો કાળી હતીજ અને તેથી વનની શોભા દૃષ્ટિએ પડવાનો રંચમાત્ર પણ સંભવ નહોતો. જે ભયંકર ઉદ્દેશથી તેઓ એક નિરાધાર અબલાને ઉપાડી લાવ્યા હતા, તેને સર્વ પ્રકારે અનુકૂલ એવું તે સ્થાન અને વેળા હતાં. એ ક્રૂર બનેલા લોકોના ટોળાંને ટોળાં તેમને (મા દીકરીને) ભોંયપર રાખીને હવે તેમનો કેવો રસ્તો કરવો, તેના વિચારમાટે પલાંઠી મારીને બેઠાં હતાં, અને બન્નેના શરીરપર જે અલંકારાદિક (દાગીના વગેરે) હતા, તે પ્રથમજ હસ્તગત થવાથી તેના આરબ્ધ પ્રમાણે ભાગ થતા પાછળથી એનો ઉપયોગ કેવી રીતે કરવો તેનો વિચાર પણ ચાલતો હતો,

દાગીના વગેરેનો નિકાલ થવા પછી તેઓમાંથી એક જણ બોલ્યો કે; "મિત્રો! સોના અને રૂપાને લઈને આપણને શું કરવું છે? આમાંથી એક દાગીનો લઈને જો તેના બદલામાં મને કોઈ મુઠીભર અન્ન આપશે તો હું ખુશીથી તેને તે દાગીનો લેવા દઈશ! ભૂખથી આ પંચપ્રાણ બ્યાકુલ થાય છે! તેવા વખતે આ દાગીનાની શું હોળી કરવી? આજે ચાર ચાર દિવસ થયા કેવળ ઝાડનાં પાંદડાંઓનું ભક્ષણ કરીને આપણે વખત વીતાડયો છે!" એવું કહીને તેણે પોતાના ભાગમાં આવેલા દાગીના એકદમ ફેંકી દીધા. તેનું બોલવું જો કે બધાઓને ગમ્યું તો ખરૂં, તોપણ સર્વ જન તેના જેવા શીઘ્ર કોપી અને અવિચારી ન હોવાથી તેઓએ પોતાના ભાગથી પ્રાપ્ત થએલા અલંકારોને નાખી દીધા નહીં, પણ ઉલટા તેના નાખી દીધેલા દાગીનાને એક જણે ઉપાડીને પોતાની બગલમાં દબાવ્યા. એ ભાપણથી એ જંગલી લોકોમાં વિશેષ ધમાચકડી મચી રહી અને તેથી તેમનો જે અધિકારી હતો તે તેમને શાંત કરવા કાજે 'મૌન્ય, મૌન્ય' કરીને પોકાર કરવા લાગ્યો, પણ તેની પણ પરવા ન કરીને તેઓએ વધારેને વધારે બરાડવા માંડયું. તારી મારી કરવાનો આરંભ થયો અને ત્યારપછી બીજી સર્વ બાબતોનો અંત આવતાં મારામારી ચાલુ થઈ. એક જણને જેવો ક્રોધ આવ્યો કે, તેણે પોતાને ભાગે આવેલી દાગીનાની ગાંસડી હતી તેજ તડાક દઈને અધિકારીના કપાળમાં મારી. બીજા બેએ પણ તેનું અનુકરણ કર્યું. તેથી તે (અધિકારી) તેઓને શિક્ષા કરવા માટે જેવો તેમના અંગપર ચાલી ગયો

કે તેવોજ તેને ત્યાંજ ઠાર કરવામાં આવ્યો. એવી રીતે પ્રમુખ સાહેબનું આ લોકનું અવતારચરિત સંપૂર્ણ થતાં તેઓ પરલોકમાં ચિત્રગુપ્ત પાસે પોતાના કૃત્યોનો હિસાબ આપવાને પધાર્યા. મુખ્ય અધિકારીની પરિસમાપ્તિ થવા પછી તે હુલ્લડ શાંત થયું. તોપણ એ ઝગડામાં પાંચ દશ આસામી તો લાંબા થયા તે થયાજ. ત્યારપછી વળી એક જણ બોલ્યો કે, 'પરમ મિત્રો! આપણે ઝાડપાલો અને ડુક્કરાનું, શિયાળોનું કે ઉંદર અથવા બિલાડાઓનું માંસ ખાવામાં પણ પાછું વાળી જેતા નથી! એના કરતાં મને લાગે છે કે, આજે આપણા પોતાના હાથથી દેવીને મહા (મનુષ્યનું) માંસ નૈવેદ્ય સમર્પણ કરીને તેનો પ્રસાદ સર્વએ લેયો.'

તેના પ્રત્યુત્તરમાં બીજાએ જણાવ્યું કે, 'કલ્પના તો ખાસી મજાની છે! ત્યારે ચાલો આપણા આ પ્રમુખના પ્રેતપરજ પ્રથમ હાથ ચલાવિયે!' એમ કહીને 'જય કરાલે ચામુંડે!' એવો ધ્વનિ સર્વ જણે કાન ફાડી નાખે એટલા જેરથી ઉચ્ચાર્યો. હવે તે માણસના માંસને પકાવવામાટે કેટલાક જણે લાકડાં તથા જંગલી છાણાં વગેરેને એકઠાં કરીને એક મોટી ચિતા બનાવી. એ ચિતાને સળગાવીને એક ટાંગટી તરફથી તે પ્રેતને તાણીને સળગેલી ચિતા પર મૂક્યું. તે ચિતાના પ્રકાશથી આસપાસનાં આંબાનાં, ફણસનાં અને એવાજ બીજા વૃક્ષો દૃષ્ટિગોચર થવા લાગ્યા. ત્યાં ત્યાં ઘોર અંધકાર વ્યાપી રહેલ હતો, અંધકારમાન્ય ... નારક-શત્રુનો સૈ.પ ગતાં નર્તન ઉદાસીનતા પ્રસરની ચાલી હતી, નિ:શ.એ.નિબિડ તમોમય વસ્તુ .પ્રદિપ.ન કરીને જાણે

મુખપર બુરખોજ નાખ્યો હોયની! અને તેને પણ આ અમાનુષ કૃત્યને જોવાનો જાણે કંટાળોજ આવ્યો હોયની! તેમ ભાસતું હતું. પણ બીજી તરફ આ છેડાયલા ભૂતોને અપૂર્વ આનંદ થતા કોઈ નાચવા કૂદવા લાગ્યા! કોઇએ આનંદાતિરેકથી એકદમ હાસ્ય કરવાનો આરંભ કર્યો! કોઈ આનંદપૂર્વક મશ્કરીથી પોતાના પ્રિય મિત્રોને આ અલભ્ય લાભ લેવાને બોલાવવા લાગ્યા! એ પ્રમાણે એક શોર બકોર મચી રહ્યો હતો. એટલામાં તેઓમાના દોઢચતુર ગૃહસ્થ બોલ્યા, કે, "મિત્ર જનો! તમે જે આ મહા માંસનું નૈવેદ્ય મહામાયા કંગલાને સમર્પણ કરો છો, તે શાસ્ત્ર રીતિ પ્રમાણે નિષિદ્ધ છે. આ પ્રેતનુ નૈવેદ્ય સમર્પણ કરવા કરતા જેની માંસ ગ્રથિમાંથી ગરમ લોહીંનુ વહન થયા કરે છે, એવી પકડી લાવેલી આ સ્ત્રીનો ભોગ કંગલવદના અને ચંડમુંડ ધારિણી ચામુંડાને સમર્પણ કરિએ તો તેમા પુણ્ય અને પુરુષાર્થ બન્નેની પ્રાપ્તિ થાય એમ છે. આ પ્રમુખ સાહેબના ભૂખથી સૂકાઈ ગએલા શરીરમાંથી માંસ મળવુ તો દુર્લભ છે અને તેથી કેવળ હાડકા ચૂથવાનોજ પ્રસંગ આવશે! તેથી ચાલો તે નાજુક સ્ત્રીનુ કોમલ અને સ્વાદિષ્ટ માંસ ખાઇએ!" એ ભાષણ સર્વેને પસંદ પડતા તેઓ જ્યા કલ્યાણીને તેની પુત્રી સહિત બેસાડી આવ્યા હતા ત્યાં આવ્યા; પણ ત્યા તેમને કોઇજ મળ્યુ નહીં.

ભૂખડી બારસોની મારામારીનો અંત થતા જે વખતે તેમનો પ્રમુખ મરણ શરણ થઈ ગયો, તે વખતે કલ્યાણી પોતાની કન્યાના મુખમાં સ્તન આપીને જે ભાગી તે જંગલમાં કોઇએક નિર્ભય સ્થા-

ન તરફ નાસી છૂટી. પોતાના હાથનો શિકાર છૂટીને નાસી ગયો જાણીને તે ક્રૂર બુભુક્ષિત લોકો પરસ્પર મારામારી કરવા લાગ્યા. તેઓનો તે સાવ ક્રૂરમાં ક્રૂર વનપશુઓને પણ પાછળ પાડે તેવો હોવાથી આ યાદવીમાં પણ કેટલાકોનો સંહાર થતાં બાકીના જે બચ્યા તે દશે દિશાએ જીવ લઇને નાશી ગયા! જે મહામાંસની મિજમાની લેવા માટે તેઓ એકઠા થયા હતા, તેમાંથી ઘણાકોની મિજબાની શિયાળવાઓએ, કૂતરાઓએ અને ગીધોએ માત્ર લીધી! ઈશ્વર ઇચ્છા! તેણેજ, પોતાની અગમ્ય લીલાથી આ નર–માંસના લાભિઓને ભયંકર શિક્ષા કરીને અસ્તાવ્યસ્થ કરી મૂકયા. નહીં તો કલ્યાણી ઉપર જે સંકટ વીતત તેનું વર્ણન કોઈ પાષાણ-હૃદય મનુષ્ય પણ કરવાને સમર્થ થાત નહીં. કહ્યું છે કે, 'મારનારથી બચાવનાર નજીક છે' તે સત્ય છે.





# પ્રકરણ ચોથું.

## મહાપુરુષ દર્શન.

### આર્યાગીતિ.

મહાપુરુષ દર્શનથી, સ્પર્શનથી જાય ઓઘ અઘ-રાશી;
કર્યે શ્રવણ ભજનથી, જનથી થવાય અખંડ અવિનાશી.

મહારાજ કવિ



કલ્યાણી જે અરણ્યને વિષે નાશી છૂટી હતી, તે અરણ્યને વિષે વૃક્ષોની હારેહાર ઘાટી છતાં તેમાંથી કેટલીક વેલોએ નાનાં આડવાં વ્યાસ કરી મૂક્યાં હતાં. કેટલાંક કંટક વૃક્ષોએ એટલી તો જમીન રોકી હતી કે, યદાકદાચિત્ કોઈ તેમની પાસે અથવા નજદીક જઈ ચડે તો તેના શરીરમાંથી રક્ત-પ્રવાહ તો અવશ્ય નીકળેજ. અહીં અધિકાર તો કેવળ અંધકારનોજ હતો. એવું સ્થાન કલ્યાણીને કોઈ વખતે કાને પણ સંભળાયલું નહોતું તો તેના માર્ગની તે તેણી ક્યાંથી વાકીતી હોય? તોપણ એવા અજાણ્યા સ્થળમાં અપરાત્રિ સમયે કાંટાવાળા પ્રદેશને વિષે કલ્યાણી જીવન આશાથી બળસહિત પલાયન કરતી હતી. તેના કોમળ અંગમાં કાંટાઓનો પ્રવેશ થવાથી તેનું સર્વ શરીર રક્તમય (લોહીલુહાણ) બની રહ્યું હતું.

બાળાના અંગને પણ માર્ગ-ક્રમણ કરતાં કંટક-રૂક્ષોનો સ્પર્શ થવાથી તેણીએ પણ એક સરખો રોવાનો આરંભ કરી મૂકેલો હતો. તે રોવાના સ્વરને સાંભળીને તેમનાં માંસનું ભક્ષણ કરવાની ઈચ્છા રાખનારા પેલા ભૂખડીબારસ શત્રુઓ તેમની પાછળ દોડતાં તેમને પકડવાનો પ્રયત્ન કરતા હતા. પરંતુ કલ્યાણી પણ તેવાજ બળથી અને મહા કષ્ટસહિત એવા દુર્ગમ માર્ગમાં શૌર્યયુક્ત ગમન કરતી હતી. એવી હાલત વધારે વાર ચાલૂ રહેવાથી તેણીના શરીરમાં જરા પણ આય રહી નહોતી; તોપણ જીવની આશા ઘણીજ કઠિન છે, તે મનુષ્યને જો તે કદાચિત્ મરણ-સમીપ આવેલો હોય તોપણ તેને આશ્વાસન આપીને તેનાથી જે કાર્ય થવું અશક્ય હોય, તે કાર્ય પણ તેનાજ હાથે તત્કાલેજ કરાવી બતાવે છે. એવી જીવિત-આશાથી કલ્યાણીને એવા ભયંકર અરણ્યમાંથી પણ દૂર નીકળી જવામાં અતિ પ્રયાસ સહન કરવો પડયો નહીં. પરંતુ હજી સુધી પણ તેના છલક શત્રુઓનો ચિત્કાર વચવચમાં તેને કાને આવતોજ હતો. અને તેને સાંભળતાંજ જેમ કોઈએક ભયભીત થએલી હરિણી પોતાના બાલકને લઇને પલાયન કરેછે, તેમજ કલ્યાણી પોતાની કન્યાને લઇને દોડતી હતી. ગમે તે ઉપાય કરતાં પણ તેણીને ગુપ્ત રહેવાનું સ્થાન મળ્યું નહીં અને તેટલામાં તો ચંદ્રોદય થવાની વેળા થતાં દિશાઓ ખુલી થઈ ગઈ અને તેથી તેણીને એવો ભય થયો કે, 'હવે પ્રકાશ થયો એટલે પાછી હું મારા શત્રુઓના હાથમાં જઈ પડીશ.' એમ કહીને તેણી દોડી દોડીને ઘણીજ થાકી ગએલી હોવાથી અને શ-

રીરમાં કિંચિન્માત્ર પણ શક્તિ બાકી રહેલી ન હોવાથી અતે એક સ્થાને બેઠી. શ્રમવડે ગ્લાનિ આવતા તેણી નિર્બલ બની રહી હતી, ભયથી તેનુ શરીર કપતુ હતુ, તેટલામા પુત્રીને પેટ સાથે રાખી હતી તે રૂદન કરવા લાગી 'હવે અમારો કોઈ વાલી ન હોવાથી અમે પુન શત્રુઓના હાથમાં જઈ પડીશુ,' એવો વિચાર આવતા તેણીએ પોતે પણ રડવાનો આરંભ કર્યો 'પણ રડવાથી આ ભારી સકટનો નાશ થોડોજ થવાનો છે.' એવો ત્વરિતજ બીજો વિચાર આવતા તેણી તે જગન્નિયતા અનાથોના નાથને અત કરણ પૂર્વક વિનતિ કરવા લાગી કે, "હે મધુસૂદન, હે ભક્તકામ કલ્પદ્રુમ, હે દીનાનાથ, આ અબલા દુર્ભાગ્યવશાત્ આ ઘોર અરણ્યમા ઘેરાઈ જતા પ્રતિક્ષણે દુશ્મનોના હાથમાં પડવાના ભયમા છે! એને હાલ કોઇનો આધાર નથી! શત્રુઓના હસ્તમા બદ્ધ થવાથી એની વિટબના કિબહુના પ્રાણ-ઘાત થવાનો પણ સભવ છે! એ તને અનન્ય ભાવથી શરણ છે અને શરણાગતનુ પરિપાલન એ તારૂ બ્રિદ છે! માટે એનુ પરિપાલન કર અને એને આ સકટમાથી બચાવ!"

એ પ્રમાણે પ્રભુને પ્રેમપુરસર પ્રાર્થના કરીને તેણી કિંચિત્ સ્તબ્ધ રહી એટલામા વીણા-રવ (વીણા એક જાતિનુ હાથેથી વગાડવાનુ વાજિત્ર થાય છે, તેનો અવાજ) અને તેની સાથે પ્રેમસહિત પ્રભુ નામનો ગભીર ઘોષ કયાકથી સભળાયા જેવો તેણીના મનને જણાયો અને તે વીણા-રવ તથા તે હરિ-નામનો પ્રેમદ આલાપ તેણીને અધિકાધિક સાભળવામા આવતા કાંઈક ધૈર્યની પ્રાપ્તિ

થઈ. જેમ જેમ તે અલાપ-રવ પાસે પાસે આવતો ગયો તેમ તેમ તે અધિક સ્પષ્ટ થતાં નીચેનું પદ સારી રીતે સંભળાવા લાગ્યું.

## पद्य.

हरे मुरारे मधुकैट भारे !
गोपाल गोविंद मुकुंद शौरे !
हरे मुरारे मधुकैट भारे !

એ પ્રમાણેનો મંજુલ રવ તેણીને કાને પડવા લાગો. આપણા પુરાણાન્તરમાં 'ધ્રુવ અને પ્રલ્હાદ આદિકનો બ્રહ્મજ્ઞાનનો ઉપદેશકર્ત્તા બ્રહ્મપુત્ર નારદ પોતાની વરદવીણા સ્કંધ ભાગે ધારણ કરીને મનોવાંછિત લોકને વિષે ગમન કરતો રહે છે.' એ કથા કલ્યાણીએ હજારો વખત સાંભળેલી હતી તેથી તે મુમુક્ષુ જનોના તારકનું ચિત્ર તેણીના મનમા આબેહુબ ખડું થતાં તેણી વિસ્મિતા બની ગઈ. એટલામાં શ્વેત વસ્ત્રો પરિધાન કીધેલા છે જેણે, અને પોતાની ધોળી જટાને પીઠપર છોડી મૂકેલી છે જેણે તથા મસ્તકે રામનામ અંકિત તિલકને ધારણ કરવાવાળો એક ગંભીર આકૃતિ દિવ્ય પુરુષ સ્કંધભાગે વીણા ધારણ કરીને મંદમંદ ગતિથી "हरे मुरारे मधुकैट भारे! गोपाल गोविंद मुकुंद शौरे!" એવો આલાપ કરતો કરતો પ્રગટ થયો. એ વેળાએ ચંદ્રનો પૂર્ણ ઉદય થતાં તેના કિરણો ચતુર્દિશાએ પૂર્ણ પ્રસારિત થવાથી અંધકારને થોડા વખતને માટે જાણે દેશવટોજ મળ્યો હોયની! એવો ભાસ થવા માંડયો હતો. તે વખતે કલ્યાણી જે સ્થાને

બેઠી હતી તે સ્થાને પૂર્ણ જ્યોત્સ્ના (ચંદ્રનું તેજ) પડેલી હતી અને તે શ્વેતવસ્ત્રનં દિવ્ય પુરુષ તે પ્રકાશમાં તેણીની સમીપ આવીને ઉભો રહ્યો. તેને જોતાંજ ઇષ્ટભાવ ઉત્પન્ન થવાથી કલ્યાણીએ તેના ચરણ પર મસ્તક મૂક્યું. પરંતુ હર્ષ અતિરેકથી કહો કિંવા વિસ્મય અતિશયથી કહો અથવા બન્ને વૃત્તિઓના સંમિશ્રણથી કહો તેણીના દેહ-ભાનનો લોપ થવાથી તેણી ત્યાંજ મૂર્છાગત થઈ પડી ! !





# પ્રકરણ પાંચમું.

## આનંદાશ્રમ.

દોહરો.

આનંદાશ્રમ શ્રમરહિત, મોદદ નિશિદિન પૂર્ણ;
દુઃખહાર નાધારનો, ને સુખ-કર, અતિ તૂર્ણ.

અનુવાદ કર્તા.

જે અરણ્યમાં કલ્યાણીને ચોથા પ્રકરણમાં જણાવેલા મહા પુરુષનો મેલાપ થયો, તે અરણ્યમાં પાસેજ એક આશ્રમ હતો અને તે આશ્રમની સમીપમાં અનેક ખડકો અને ટેકરીઓ આવેલી હતી. જેમનો પ્રાચીન વસ્તુઓને વિષે વ્યાસંઘ (અભ્યાસ) વિશેષ, એવા વિદ્વાનોનું કહેવું એમ હતું કે, એ આશ્રમ બૌદ્ધ યતિઓનું વિહારસ્થાન હતું, પરંતુ પાછળથી આર્ય ધર્માભિમાનિ લોકોનું વર્ચસ્વ થતાંજ તેઓએ એ વિહારસ્થાનને આશ્રમનું સ્વરૂપ આપતાં તે કાષાયવસ્ત્ર પરિધાન કૃત (ભગવા વસ્ત્રોને ધારણ કરનારા) સંન્યસ્તો (સંન્યાસીઓ) ના નિવાસનું સ્થાન થયું. ઉક્ત ઈમારત બે મજલાની હતી અને તેના દરેક મજલાપર સુવળતામાટે જુદા જુદા ઓરડાઓ અને દિવાનખાનાઓ કરવામાં આવેલા હતા. એ આશ્રમના સુખ ભાગમાં એક વિશાળ ચોક હતો અને

ચારે તરફ ફરતો એક મજબૂત કિલ્લો પણ આશ્રમના સંરક્ષણમાટે બાંધવામાં આવેલો હતો. વળી નાના પ્રકારના અનેક વૃક્ષોથી એ સ્થાન એટલું તો આવૃત્ત થએલું હતું કે, 'એ સ્થાને કોઈ એક આશ્રમ છે.' એવી કોઈ પ્રથમ જોનારને તો શંકાજ ન થાય. દૂરથી નજર કરનારને 'એ એક ઘાટી વૃક્ષોની હાર અથવા ઝાડીજ હોયની!' એવો ભાસ થતો હતો. હમણા એ આશ્રમમાંની એક કોટડીમાં અગ્નિ પ્રજ્વલિત હોવાથી તેની જ્વાળા પ્રત્યક્ષ દેખાતી હતી. એ ઠેકાણે કલ્યાણી જેવી શુદ્ધિમાં આવીને જુએ છે, તો તેણીને તેજ શુભ્રકેશ અને શુભ્રવસન તેજ:પુંજ પુરુષ તેણીની પાસે દયાર્દ્ર બુદ્ધિથી બેસીને તેણીને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરતો દેખાયો. એ જોઈને તેણીને ઘણીજ અજાયબી પ્રાપ્ત થઈ અને તેણી તેની તરફ ટીકી ટીકીને જોવા લાગી. તેણીને શુદ્ધિમાં આવેલી જોઇને મહાત્માએ વત્સલતા સહિત કહ્યું કે, 'ભદ્રે! અહીં તને કાંઈ પણ શંકા લાવવાનું કારણ નથી; આ સ્થાનમાં મારા જેવા મનુષ્ય માયા-પાસનો ત્યાગ કરીને તે અખિલ મંગલધામ પ્રભુનું ચિંતન કરેછે. તારે મનમાં કાંઈ પણ ભય રાખવો નહીં. હાલ તને અતિશય શ્રમ સહન કરવાથી ગ્લાનિ પ્રાપ્ત થઈ છે, માટે થોડુંક દૂધ ઊનું કર્યું છે તે તું પણ પી અને તારી પુત્રીને પણ થોડુંક પા.'

પ્રથમ તો કલ્યાણીને પૂર્ણ શુદ્ધિ ન હતી પણ પછીથી તેણીને વિશેષ શુદ્ધિ આવતાંજ તેણીએ પોતાનો પલ્લવ પ્રસારિત કરીને પુનઃ તે મહાનુભવને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા. તેથી તેણીને આશિર્વાદ,

આપતાં તે પ્રસન્ન થઇને બોલ્યો કે, 'બાઈ! થોડુંક દૂધ તું પી અને થોડુંક તારી દીકરીને પણ પા. એથી તને સાવધતા પ્રાપ્ત થશે. તું ચિંતા ન કર, પરમાત્મા તારા સર્વ તાપોનું સત્વરજ હરણ કરશે.' એમ કહીને તે મુનિ કોઈ કાર્યાર્થે આશ્રમમાંના કોઈ બીજા ભાગમાં નીકળી ગયો. કલ્યાણીએ તેની આજ્ઞા પ્રમાણે સ્વકન્યાને થોડુંક દૂધ પાયું; પરંતુ તેણીએ પોતે તો તે દૂધને સ્પર્શ પણ ન કર્યો. તે મુનિ પાછો ફર્યો ત્યારે તેણે બાકી રહેલું દૂધ દેખીને 'તેં કર્યું તે ઠીક ન કર્યું' એવા અભિપ્રાયવાળી મુખ-મુદ્રા કરીને તેણીને કહ્યું કે, 'અરે! આ શું? તેં તો કિંચિત્ માત્ર પણ દૂધ પીધું નથી!' એમ કહીને તે સ્તબ્ધ રહ્યો. ત્યારે તેને પ્રણામ કરી તથા બન્ને હાથ જોડીને અતિ નમ્ર મુદ્રાથી-કલ્યાણી તેની તરફ જોવા લાગી. તેણીનો મનોભાવ કાંઈપણ બોલવાનો હતો, પરંતુ શાલિનતાથી શબ્દ મુખથી બહાર નિકળતો નહોતો. તેથી 'તારું શું કહેવું છે?' એવો તે મહાપુરુષે કલ્યાણીના મનોભાવને જાણીને પ્રશ્ન કર્યો.

'મહારાજ! તમે મને દૂધ ગ્રહણ કરવાનો આગ્રહ ન કરો. હું તેનું કોઈપણ કરતાં પ્રાશન કરી શકતી નથી, અને તેથી હું નિરુપાય છું.' કલ્યાણીએ સવિનય ઉત્તર દીધો.

એવું તેનું નમ્ર બોલવું સાંભળીને તે (મુનિ) અત્યંત વાત્સલ્ય ભાવસહિત તેણીને પૂછવા લાગ્યો: [illegible] દૂધનું ગ્રહણ શા માટે નથી કરતી? [illegible]ઓ કષ્ટમાંથી અહીં લાવવામાં આ[illegible] આશ્રમમાં કોઈ રો[illegible] અત્યંત આકુળ

હોતો અને તે છતાં પણ હુ કઈજ ખાતી અથવા પીતી નથી તો તારા શરીરમા શક્તિ કયાથી રહેશે?"

'મુનિવર્ય! તમે દેવજ છો, આપના કૃપા કટાક્ષથી મારા શરીરમા શક્તિ રહેશે હુ અને મારા સ્વામી એવી રીતે અમે બન્ને જણુ ક્ષુધાથી વ્યાકુલ હતા અને તેથી તે (મારા સ્વામી) અમારા ખાવાની તજવીજ માટે બહાર જતા દુર્ભાગ્યવશાત્ તેમનો અને અમારો અચાનક વિયોગ થયો. તેઓ ક્ષુધાતુર (ભૂખથી વ્યાકુલ) છતા પણ અમારામાટે વનમાં કષ્ટ સહન કરતા હશે અને તેથી તેમનાવિના હુ એકલી પ્રસાદ ગ્રહણ કેમ કરી શકુ ? માટે તેમનો મેલાપ થવાવિના અથવા તો તેમના ખાવા પીવાની કઈપણ વાત સાંભળવાવિના મારાથી કઈ પણ ખાવાની વસ્તુ કિંચિન્માત્ર પણ ગ્રહણ કરી શકાય તેમ નથી!' એ વર્ણન કરતા કરતાં કલ્યાણીના નેત્રોમાથી અશ્રુઓનુ એક સરખુ વહન થતુ હતુ

એ કથન સાંભળી તથા તેણીને રૂદન કરતી નિહાળીને મુનિરાજનુ અંતઃકરણ વિદીર્ણ થવા જેવુ થઈ જતા 'તારો પતિ કયા છે?' એવો તેણે શીઘ્રજ પ્રશ્ન કર્યો.

'તેઓ દૂધ લેવાને ગયા અને પાછળથી તે દુષ્ટોએ અમોને ઉપાડીને તે જગલમા લાવી મૂક્યા! એનાવિના મને અન્ય વાર્તાની સ્મૃતિ નથી મારા સ્વામીની શી દશા થઈ હશે તેની તો તે જગન્નિયતા જગદીશ્વરનેજ ખબર છે!' કલ્યાણીએ ફાટી જતા અંતઃકરણથી જેમ તેમ કરીને ઉત્તર દીધો

ત્યારપછી બીજા પણ કેટલાક સવાલો પૂછીને તે ગભીર અને ચતુર પુરુષે તેણીની સર્વ હકીક

ત જાણી લીધી. જો કે કલ્યાણીએ પોતાના પંતિનું નામ તેને જણાવ્યું નહોતું, તોપણ તેણીનું સર્વ વૃત્તાંત સાંભળી લીધા પછી કિંચિત્ વિચાર કરીને 'તું મહેન્દ્રની પત્ની કે શું?' એવો તેણે કલ્યાણીને પ્રશ્ન કર્યો. અને તેનો એ પ્રશ્ન સાંભળીને કલ્યાણી લજ્જાવનત મુખી થઈ ઉભી રહી. તેથી તેની ખાતરી થતાં તેણે કહ્યું કે, 'ભદ્રે! તું મને મારી પુત્રી સમાન છે; હું તારા પતિના શોધમાટે માણસો મોકલું છું અથવા હું પોતેજ જાઉં છું; પરંતુ તારા દૂધ પીધાવિના હું અહીંથી એક ડગલું પણ ખસનાર નથી. હું તને આજ્ઞા કરૂં છું તેને અનુસરીને આ પ્રસાદ ગ્રહણ કર, એમાં કાંઈ ચિંતા જેવું નથી.'

મુનિનું ઉક્ત ભાષણ સાંભળીને કલ્યાણીના મનને કાંઈક ધીરજ આવતાં તેણીએ કહ્યું કે, 'અહીં થોડુંક પાણી હોય તો મને આપો.' તેથી તેણે એક કમંડલુમાંથી તેણીને થોડુંક પાણી આપ્યું. તે પાણી તે (મુનિ) ના પાદપર નાખીને તે પાદોદક પ્રાશન કરવા પછી તેણી બોલી કે, 'હે ધર્મપિતા! આ તીર્થોદક રૂપથી મેં અમૃતજ પ્રાશન કર્યું હોયની! એવું હું સમજું છું. મારી ભૂખ તથા તરસનો સમૂળો નાશ થયો છે, પણ હવે મારી હાથ જોડીને આપપ્રતિ એટલીજ વિનંતિ છે કે, તેમની ખબર આપને જેમ શીઘ્ર મળી શકે તેમ કરશો.'

'ઠીક છે. હું પોતેજ તેનો શોધ કરવાને જાઉં છું; તું અત્રે કોઈની પણ શંકા ન કરતાં સુખેથી રહે; તને કોઇનો પણ ઉપસર્ગ (નડતર) થનાર નથી!' એવી રીતે કલ્યાણીને આશ્વાસન આપીને તે ચતુર નર આશ્ર [illegible] માને નિકળ્યો.

પણ હાજર ન હોવાથી સર્વત્ર શૂન્યાકાર અને ભયંકર નિર્જનતાજ દૃષ્ટિગોચર થતી હતી. એજ મેદાનમાંથી મુર્શિદાબાદ અને કલકત્તા એ બન્ને પ્રસિદ્ધ શહેરોમાં જવા માટેનો મોટો રસ્તો નિકળતો હતો. એ રસ્તાની એક બાજૂપર એક વિશાળ ટેકરી આવેલી હતી અને તેની ઉપરના નાના પ્રકારનાં વૃક્ષો આ વખતે ચાંદરણીમાં વાયુની મંદમંદ લહરીઓથી સરસર અવાજ કરતાં કંપાયમાન થતાં હતાં. એ વૃક્ષોની છાયા ટેકરીની નીચે આવેલા ખડક ઉપર પડતાં જાણે નાના પ્રકારની ભિન્ન ભિન્ન આકૃતિઓજ અહીંથી તહીં સંચાર કરતી હોયની! એવો ભાસ થતો હતો. ઉક્ત ભયંકર નિર્જનતામાં અપવાદરૂપ થવામાટેજ ગત પ્રકરણમાં વર્ણવેલો યતિવર પોતાના બ્રહ્મચારી વેષથી આવીને હાલ એ ટેકરી ઉપર ઉભો હતો. તે તે ઠેકાણે ક્ષણમાત્ર જરા પણ હાલ્યા ચાલ્યા વગર નિશ્ચલ ઊભો રહી કાન દઈને કાંઈક સાંભળતો હોય, એવું જણાયું, પણ તે શું સાંભળતો હતો તેની તો તેને પોતાનેજ ખબર. કારણ કે, ત્યાં તે વખતે કેવળ વૃક્ષોના મરમર અને વાયુના ઘરઘર ધ્વનિ સિવાય બીજો કોઈ પણ જાતિનો અવાજ સ્પષ્ટ સાંભળવામાં આવતો નહોતો.

ઉપર કહેલી ટેકરીની પાસેજ એક બીજી પણ તેવીજ ટેકરી હતી અને તેની તળેટીમાં એક એવી તો ઘનઘોર અને ભયંકર ઝાડી આવેલી હતી કે મનુષ્યને તો શું પણ હમેશના વનમાં રહેનારા પશુઓને પણ તેમાં પ્રવેશ કરવાને પ્રયાસ કરવાવિના ચાલે નહીં. એ ઝાડીની પાસેથીજ એક જાહેર રસ્તો પસાર થતો હતો અને તે રસ્તાની પેલી બાજૂએ

શું કરેલાં હતાં અને શરીરને શીતલ અને સુંદર ચંદનથી લિપ્ત કરેલું હતું. એવા એ મદન-મૂર્તિને તે મુનિએ કહ્યું કે, 'ભવાનંદ! (એ ઉક્ત પુરુષનું મધુર નામ હતું.) તમને મહેન્દ્રનો કાંઈ પત્તો મળ્યો?'

'મારા જાણવા પ્રમાણે આજેજ તેણે પોતાની પત્ની અને પુત્રીસહિત ગૃહ-ત્યાગ કર્યો છે.' ભવાનંદે વિનય સહિત જવાબ આપ્યો.

'એ બાબતની મને બધી ખબર છે. પણ ગૃહ-ત્યાગ કરવાનું કારણ શું? તે જણાવી શકશો?' યતિએ પાછો સવાલ કર્યો.

'ગૃહ-ત્યાગનું કારણ ખુલ્લુંજ છે. આજે જે ભયંકર દુષ્કાળે સર્વત્ર મહા કેહેર વર્ત્તાવી મૂકયો છે, તેના વિના બીજું શું કારણ હોઈ શકે? અમે પણ કેવળ નામનીજ સંન્યસ્ત દીક્ષા લીધેલી કહેવાય; કારણ કે, આજનું ભોજન તો કોટવાલ સાહેબના ચોખા ઉપર છાપો મારવાથીજ કરી શકાયું!'

એ સાંભળતાં કિંચિત્ હાસ્ય કરીને તે યતિ બોલ્યો કે, 'મહેન્દ્રનાં ઘરનાં માણસો ચોરોના હાથમાંથી છૂટીને આપણા આશ્રમમાં સુખરૂપ રહેલા છે. પરંતુ મહેન્દ્રનો પત્તો નથી; તેથી તેને શોધી લાવીને તેનો અને તેની સ્ત્રીનો સત્વર પરસ્પર મેળાપ કરાવી આપવાનું કામ હું તમને સોપું છું.' ભવાનંદે આજ્ઞા સાંભળતાંજ એ કાર્ય પૂર્ણ કરવાની જવાબદારી આનંદથી પોતાને માથે લઈને યતિને નમન કરી ત્યાંથી ગમન કર્યું. અને યતિવર્ય પણ પોતાનું કર્ત્તવ્ય (ફરજ) કેટલેક અંશે પૂર્ણ થએલું જાણીને ત્યાંથી બીજે કયાંક નીકળી ગયો.

અને તેઓ બન્ને જણીઓ ક્યાં નીકળી ગએલી હ
શે, તેની પૂર્ણ માહિતી ન મળી શકવાથી તે અ
ત્યંત વિસ્મિત થઈ ગયો. 'તેણી પોતાની રાજીખુ
શીથી મને મૂકીને ક્યાંય પણ જાય એવી તો ન
થીજ.' એ વાતની તેને પક્કી ખાતરી હતી, અ
તેથી તે સહજમાં અટકળ કરી શક્યો કે, તેણી
સાથે જરૂર કોઈપણ પ્રકારનો બલાત્કાર થએલ
હોવો જોઈએ. 'હશે यद्भावि तद्भवतु शुभमशुभं વ
પરંતુ હવે આ ઉજડ થએલા ગામમાં બેસી રહે
વામાં શો લાભ? મારા માણસોનો શોધ મારે બ
જે કોઈ ઠેકાણે પણ કરવો જોઈએ અથવા તો કો
મોટા શહેરમાં જઈને ત્યાંના સરકારી અધિકારી પુ
રૂષોથી જોઈતી મદદ મેળવીને પણ મારે મારી રુ
અને સુતાનો પત્તો મેળવવોજ જોઈએ.' એવો વિ
ચાર મનમાં ઉત્પન્ન થતાંજ તે ત્યાંથી નિકળ્યો અ
થોડાજ અંતરપર પહોંચતાં રસ્તે જતા સરકાર
સિપાઈઓ તેની નજરે પડયા.

ઈ. સ. ૧૭૭૦ ના વર્ષમાં બંગાલ પ્રાંત ખાસ
અંગ્રેજ લોકોના તાબામાં નહોતો, તોપણ મુલક
અમલ તેમનો ચાલતો હતો. પરંતુ તે વખતની તે
મની રાજ્યનીતિ અત્યંત અધમ હતી અને પ્રજા-
સંરક્ષણને બદલે તેમનું ધ્યાન કેવળ મહેસૂલ
ની વસુલાત કરવામાંજ લાગી રહેલું હતું. પૈસા
પછી તે કોઈપણ રીતે એકઠા કરીને-ખજાનામાં ના
ખવાથીજ મતલબ; એના વિના બીજી બાબતોનો
તેઓ રંચમાત્ર પણ દરકાર રાખતા નહોતા. તેઓ
એ પોતાના સ્વાર્થમાં લુબ્ધ થઈને પૈસા એકઠા ક
વાનું કાર્ય પોતાની ઉપરજ રાખેલું હતું, પરં

પ્રજા-રક્ષણ જેવો અતિ મહત્ત્વનો કાર્યભાર વિશ્વાસઘાતકી, માનવકુલ કલંક અને નાપસદ એક મીર જાફર નામના મનુષ્ય ઉપર નાખવામાં આવ્યો હતો. મીર જાફરને અફીણ ખાવાનું બંધાણ હતું અને તેથી તેણે એક વખત તોલા બે તોલા અફીણનો રાક્ષસી આહાર કર્યો કે, સાહેબની સ્વારી આખો દિવસ તેના નિશામાંજ ચકચૂર રહેવાની! એવો એક મનુષ્ય કે જે પોતાનું રક્ષણ કરવામાં પણ અસમર્થ હોય, તેનાથી પ્રજાનું પાલન તો નજ થઈ શકે એ દેખીતુંજ છે. પરંતુ કાલવશાત્ તે વખતે એવી વ્યક્તિના હાથમાં પણ આખા બંગાલ પ્રાંતનો કારભાર હતો! દુર્દૈવ તે પ્રજાના! અંગ્રેજ લોકો મહેસૂલના પૈસા એકઠા કરીને તેનો હિસાબ પણ પોતાની પાસેજ રાખતા હતા, અને તેથી તેમનું પોતાનું તળિયું તો સતત થંડું રહેતું હતું; પણ બિચારી નિરાધાર પ્રજા તો દીર્ઘ અને ઉષ્ણ નિશ્વાસ નાખીને પોતાનો માનસિક તાપ સદૈવ વ્યક્ત કરતી હતી.

જે જે અંગ્રેજ લોકોના કર વસૂલ કરવાના સ્થાનો હતાં, તે તે સ્થાનમાં તેમની તરફથી એક એક મુલકી અધિકારી રાખવામાં આવેલો હતો. કરના પૈસા વસૂલ થઇ જતાંજ તેમને સિપાઇઓના પહેરાની સાથે કલકત્તે રવાના કરવામાં આવતા હતા. લોકોને ખાવા મળો અથવા તો તે ભૂખે મરો, તે તરફ તે અધિકારીનું બિલકુલ ધ્યાન નહોતું, ગમે તેમ કરીને પણ મહેસૂલ પૂરી વસૂલ થઈએટલે બસ અને તેમાં ભંગાણ ન પડવું એજ તેમની ઇતિકર્ત્તવ્યતા થઈ રહેલી હતી. પરંતુ એ કરરૂપી યંત્ર અવ્યાહત ચાલતું હતું, તોપણ થવી

જોઇએ તેટલી કરની વસૂલાત થઈ શકતી નહોતી કારણ કે, ભૂમિમીતાએ પોતેજ જ્યારે પોતાના ધાન્યરૂપી અમૂલ્ય સંપત્તિ નિર્માણ કરવાનું બંધ કર્યું ત્યારે ધન જેવી એ સંપત્તિ ઉપરજ આધાર રાખનાર બીજી સંપત્તિઓનો ઉદ્ભવ કયાંથી થઈ શકે વારૂ? પરંતુ હાલ આપણે જૂદાજ વિષયપર ઊતરી પડેલા છિયે, માટે તેને મૂકીને આપણે આપણા મૂલ વિષયપર આવીશું.

પ્રસ્તુત પ્રકરણના પ્રારંભમાં જણાવ્યા પ્રમાણે મહેન્દ્રને જે સિપાઇઓ દીઠામાં આવ્યા, તે કોણ હતા? એવો સવાલ વાંચનારના મનમાં ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે અને તેમની તે જિજ્ઞાસાનો અંત આણવામાટે આપણે જણાવી દેવું જોઇએ કે, તે વખતે કરના જે પૈસા વસૂલ થઈ શકયા હતા તે મને લઇને તે સિપાઇઓ કલકત્તા તરફ જતા હતા રસ્તામાં ચોર અને લુટારાઓનો ઘણોજ ભય હોવાથી તે ખજાનાના સંરક્ષણ માટે પચ્ચાસ હથિયારબંધ સિપાઇઓ મોકલવામાં આવ્યા હતા અને એક ગોરો અમલદાર પણ તેમની દેખરેખ માટે તેમની સાથે રાખવામા આવ્યો હતો ખજાનો એક ગાડીમા ભરેલો હતો અને સિપાઇઓ તેને ચારે તરફથી ઘેરીને ચાલતા હતા અને આપણા ગોરા સાહેબ એક ઘોડા ઉપર સ્વાર થઇને કાંઇક ઝોકુંથી રસ્તો કાપતા હતા. તે સમયે ઋતુ ઉન્હાળાની હોવાથી સિપાઈ લોકો પ્રાત:કાળે અથવા તો રાત્રિ જેવા થતા વખતમાજ ખજાનો લઇને પોતાની સાફરીમાં આગળ વધતા હતા અને બપોરના કોઇ સારે ઠેકાણે વિશ્રાન્તિ લેવામાટે રહી જતા હતા

કારણ કે, બપોરની વખતે માર્ગ–ક્રમણ કરવુ એ ઉન્હાળામા અત્યત શ્રમ ભરેલુ હતુ અસ્તુ તે સિપાઇઓને આવતા જોઇને મહેન્દ્ર રસ્તામાથી એક બાજૂએ ઘઈ ગયો, ને વખતે આપણને ધક્કામુક્કી નો પ્રમાદ મળીને આપણી મભાવના ન થઈ જાય ! એવી ભીતિથી તે પાસે આવેલી ઝાડીના બહારના ભાગમા જઇને ઉભો રહ્યો

એટલામા બનાવ એવો બન્યો કે, તેને જતી વખતે એક સિપાઇએ જોઈ લીધાથી તેણે (સિપાઇએ) પોકાર્યું કે, 'જુઓ પેલો ચોર ! આપણને જોઇને નાસી જવાનો પ્રયત્ન કરે છે !' એટલામા વળી મહેન્દ્રના હાથમા બદૂક હતી તેને જોઇને તો તે સિપાઇનો સશય બમણો થયો અને તેથી તેણે સત્વર દોડી જઈ મહેન્દ્રની ડોકમા હાથ નાખી 'સાલા–ચોર' કહીને એક ઠોનો પણ તેને લગાવ્યો અને તેના હાથમાથી બદૂક પણ ઝૂટવી લીધી પરતુ એવુ એ સિપાઇનુ પાજીપણુ મહેન્દ્રથી સહન ન થઈ શકવાથી તેણે તેના મોઢાપર એવો તો એક સજ્જડ તમાચો ખેચી કાઢયો કે તે તમાચો લાગતાની સાથેજ તે સિપાઈદાદા તો ધબ્બ દેતા કે જમીન માપતા થઈ ગયા પરતુ તેટલામા તો પાછળથી બીજા પાચ સિપાઇઓ મહેન્દ્રના અગપર ધસી આવ્યા અને તેમણે તેને ધક્કામુક્કી કરીને તથા ક્રૂરતાથી ખેચીને પેલા ગોરકાય અધિકારીની સામે લાવી હાજર કર્યો તે વખતે તે ગોરાસાહેબે 'કયા હૈ ?' કરીને પૂછવાથી તે સિપાઇઓએ જવાબ આપ્યો કે, 'આ હરામખોરે હમણાજ એક સિપાઈનુ ખૂન કર્યું !' હવે સાહેબ સારા બ્હાલાએ તો

રાતની ઠંડી હવાની સુસ્તીને કાઢી નાખવામાટે જા-ણે કે દારૂરૂપી દવા જરાક વધારે પ્રમાણમાં લીધે-લી હોવાથી તેઓ તો નિશ્શામાં પૂર ચકચૂર હતા; પણ એટલામાં નખ્ખોદ જાય પેલો 'કુછભી દંગા ફિસાદ હુયા.' રૂપી વાકય રાક્ષસનું કે જેણે નિશ્શા ખિશ્શાને દેશવટો દઇને બડા સાહેબને એકદમ શુદ્ધિ-માં લાવી મૂકયા. સાહેબ સલામતે શુદ્ધિમાં આવતાંજ 'કેદ કરો.' એવો હુકમ આપ્યો. હુકમ થતાંની સાથે-જ સિપાઇઓએ મહેન્દ્રને મુસ્કેટાટ કરીને એકાદ્ધી દાણાની ગુણ પ્રમાણે ઉપાડી ગાડીમાં નાખી દીધો.

એટલું તો મહેન્દ્ર પણ સારી રીતે જાણતો હતો કે, 'આટલા બધા માણસોની સામે થવામાં હું કંઈ ફાવી શકવાનો નથી. પરંતુ યદાકદાચિત્ એ-મની સાથે ખટપટ કરીને એકવાર હું મુક્ત પણ થાઉં, તોપણ મારે હવે આ હતજીવિતને લઇને ક્યાં જવાનું બાકી રહ્યું છે? પત્ની અને પુત્રીરૂપી જે એ આશા–બંધન હતા તે પણ તૂટી જતા મારા સંસાર–સુખનું તો કેવળ સત્યાનાશજ વળ્યું! મા-રા આસ, ચાકર માણસો અને મિત્ર વગેરે પણ કા-ળની ભયંકર દાઢમાં સપડાઈ જતાં આ સંસારથી પાર થયા! અને મારી સંપત્તિ પણ ચોરોના ઘરમાં ગયા જેવીજ છે! ત્યારે હવે આ નિઃસાર સંસાર-માં આ નિરુપયોગી જીવિતનો શુ ઉપયોગ થવાનો છે? કાંઈ નહી.' એવા એવા વિચાર કરતો નિરાશ રૂપી સમુદ્રમાં ડૂબી ગએલો મહેન્દ્ર પોતાને મુક્ત કરવાનો કાંઈપણ પ્રયત્ન કરવાવિના નિશ્ચિંત થઇને ગાડી ઉપર પડી રહ્યો અને સિપાઇઓએ પોતાના માર્ગમાં આગળ વધવાની શરૂઆત કરી,



# પ્રકરણ આઠમું.

## જીવાનંદ.



ઉપેન્દ્રવજ્રા વૃત્ત.

કુસંગમાં પુત્ર કદી જણેલો;
કુપાત્ર વિદ્યા વધતી ભણેલો;
અધર્મિને જો અધિકાર આવે;
જુલમ ઝાઝો જગમાં જણાવે.

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ.

દોહરો.

સહાયકર નિર્દોષિનો, નિશ્ચય જગદાધાર;
દ્રૌપદિને સંકટ સમય, પૂર્યાં વસ્ત્ર હજાર.

અનુવાદ કર્તા.



પ્રકરણ છઠ્ઠાના અંતમાં જણાવ્યા પ્રમાણે ચ-તિવર્યની આજ્ઞા લઇને ભવાનંદ ધીરે ધીરે હરિ-નામનો ઘોષ કરતો કરતો જે ગામડામાં મહેન્દ્ર પોતાની પત્ની સહિત વિશ્રાંતિ લેવાને અને પુત્રીમાટે દૂધ લાવવાને ગયો હતો, તે ગામડા તરફ જવાને નિકળ્યો. કારણ કે, બહુધા ત્યાંજ મહેન્દ્રનો પત્તો મળી શકવાનો સંભવ હતો.

હાલની જેવી સડકો તે વખતે બાંધેલી નહો-

તી અને તેથી કોઈપણ ગામમાંથી કલકત્તે જવું હો-
ય તો સામાન્ય ગાડાઓને રસ્તેથીજ જવુ પડતું
હતું. એ રસ્તાઓ મુસલમાની રિયાસતના વખતમાં
જુલમી અમલદારોએ બલાત્કારવડે રૈયત પાસેથીજ
બંધાવી લીધેલા હોવાથી તેમાંથી ગાડીઓ અને
ગાડાઓજ સુખ-રૂપ પસાર થઈ શકે, એ સગવડ
ઉપરજ ખાસ કરીને વિશેષ ધ્યાન આપવામાં આ-
વ્યું હતું. 'પદચિહ્ન' થી મહેન્દ્ર કલકત્તે જતો હતો
એટલે બીજી રીતે કહિએ તો તે દક્ષિણથી ઉત્તર
તરફ જતો હતો. અને ખજાનો લઈજનાર સિપા-
હીઓ પણ એજ રસ્તેથી જતા હતા અને તેથીજ
તેનો અને તેમનો અચાનક મેલાપ થઈ જતાં તે-
ને ચોર સમજીને તે અવિચારી સિપાઇઓએ કેદ
કર્યો હતો. એ વાર્તા આપણે ગત પ્રકરણમાં વાંચી
ગયા છિએ. પરંતુ હાલ ભવાનંદ પણ મહેન્દ્રના
શોધમાટે તેજ ગામ તરફ જતો હોવાથી તેની સા-
થે પણ માર્ગમાં સિપાઇઓનો મેલાપ થયો અને
તે વખતે મહેન્દ્રની પેઠેજ તેમને રસ્તો આપવાના
ઈરાદાથી તે પણ માર્ગમાંથી એક બાજૂએ થવા જ-
તાં સિપાઇઓએ તેને જોઈ લેવાથી તેને પણ મહે-
ન્દ્ર પ્રમાણે ચતુર્ભુજ (મુસ્કેટાટ) કરવામાં આવ્યો.

'ભાઈઓ, મને ગરીબને અમસ્થો કાં કેદ ક-
રોછો ?' એવી રીતે ભવાનંદે તેમને લીનતાથી પુછયું.

'હરામખોર, ચુપ રહે. તારા મોઢા ઉપરથી તું
પણ કોઈ પેલાના જેવોજ ચોર જણાય છે!' સિ-
પાઈ સાહેબે જરા તુંદાઈમાંજ જવાબ આપ્યો.

'ભાઈઓ, મારા અંગપરનાં આ ભગવાં વસ્ત્રો-
ને શું તમે નથી જોઈ શકતા ? શું ચોરો પણ એ

વાજ હોય છે?" ભવાનદે વળી પણ નમ્રતાસહિત પ્રશ્ન કર્યો.

'ભગવા વસ્ત્રો ધારણ કરવાવાળા એક બે નહીં પણ સેંકડો જણ ચોરી કરતા જણાયા છે તે આપ સાહેબ વગી એ બહાનાથી શાહુકારમાં ખપવા મા ગોછો કે શું?' એવું કાંઈક મશ્કરીથીજ ઉત્તર આપીને તે સિપાઈ ભવાનદને પોતાના બીજા સોબતીઓની આગળ એંચી લાવ્યો. તે સમયે સર્વરી (રાત્રિ)ના સ્વાભાવિક અંધકારમાં અતિ કોપથી ભવાનદના નેત્રો ખદિરાંગાર પ્રમાણે લાલ થઈ જતા જાણે બે તેજસ્વી તારાઓનોજ પ્રકાશ પડતો હોયની! તેવું જણાયું. તોપણ પોતાના ક્રોધને ઘણીજ સહનશીલતાથી પોતાના શરીરમાં સમાવી દઈને તે તેમને વિનયસહિત કહેવા લાગ્યો કે, 'ભાઈઓ, મને તમે પકડયો તો ખરો, પણ હવે પછી મારૂં તમે શું કરવા ધારોછો?'

ભવાનદના એવા મૃદુ ભાષણથી પેલા સિપાઈ દાદાનો ગરમાગરમ ગુસ્સો કાંઈક ઓછો થવાથી તે ણે જાણે પોતે કેવોક દયાળુ પુરુષ હોયની તેવા ઝોકથી જણાવ્યું કે, 'ઉપાડ આ ગાંસડી માથા ઉપર અને ચાલ અમારી આગળ આગળ ચુપચુપ!' એમ કહીને તેણે પોતાની ગાંસડી તેના માથા ઉપર ચઢાવી દીધી જાણે બાપનો નોકરજ સમજીને! પરંતુ એ જોઈને એક બીજો સિપાઈ તે પહેલા સિપાઈને કહેવા લાગ્યો કે, 'અરે! તું ગાંડો બાડો થયો છે કે શું? યદાકદાચિત્ એ આ તારૂં બોચકું લઈને પોબારા ગણી જશે તો તું એની પાછળ એને પકડવાને દોડીશ કે ખજાનાની સંભાળ રાખીશ?

માટે ગાડી ઉપર જેવી રીતે પેલો બીજો ચોર બ ધેલો છે, તેવીજ રીતે એને પણ તેની બાજુમાં ટાટ કરીને બાંધી મૂક એટલે થયું!' એવું એ સિપાઈનું આકરૂં ભાષણ સાંભળીને ભવાનંદને ક્રોધ વ્યાપતાં તેણે તેના તોબરેમાં એક એવો તો ત માચો લગાવી કાઢયો કે, સિપાઈદાદા તો તમ્મરી ખાઈને ત્યાંજ જમીનપર ઢગલો થઈ પડ્યા. પોતાના માથા ઉપરની ગાંસડીને તો તેણે આગળથીજ દૂર નાખી દીધેલી હોવાથી તેને લેવાને બીજો સિપાઈ જેવો ત્યાં ગયો કે, તેવોજ એ શૂરવીર નર ગાડીની પાસે આવીને મહેન્દ્રને નિરખીને જોવા લાગ્યો પરંતુ તેટલામાં ગાંસડીવાળો સિપાઈ બૂમો મારતો આવ્યો અને તેથી પાછળથી બીજા એક સિપાઇએ આવીને ભવાનંદને પણ મહેન્દ્રની જોડમાંજ મજબૂત કરીને બાંધી દીધો. ભવાનંદે મહેન્દ્રને તરતજ ઓળખ્યો.

સિપાઈ લોકો કંઈ પણ ધ્યાન વગર પોતાના તોરમાંજ ચાલતા જણાયાથી અને ગાડીના ખડખડાટમાં પોતાનું બોલવું બીજા કોઈને સંભળાય તેવો સંભવ નથી, એવો વિચાર કરીને ભવાનંદે આસ્તેથી મહેન્દ્રને કહ્યું કે, 'મહેન્દ્રસિંહજી, હું તમને ઓળખું છું. પરંતુ હું કોણ છું તે જાણવાની ભાંજગડમાં તમે હાલ પડશો નહીં હું કહું તેમ કરો; ઘણીજ સાવધતાથી તમારે હાથે બાંધેલી દોરિઓને ગાડીના ચાક ઉપર ધરો.'

ભવાનંદનું એવું ભેદભરિત ભાષણ સાંભળીને મહેન્દ્ર પ્રથમ તો જરાક વિસ્મિત થયો ખરો; પરંતુ પાછળથી તેને 'આ વેળા ચિકિત્સા કરવાની

નથી' અને તેથી મારે એના કહેવા પ્રમાણે ચાલવું જોઇએ, એવો વિચાર આવવાથી તેણે તેની આજ્ઞા અનુસાર વર્ત્તન કર્યું. અંધારામાં ધીરે ધીરે પોતાના હાથોને ગાડીના પૈડા તરફ સરકાવીને હાથોની દોરી તેણે તે પૈડા પર ધરી રાખી અને ચાકના ઘર્ષણથી તે દોરી થોડીજ વારમાં તૂટી ગઈ. અને તેજ પ્રમાણે પગની દોરી પણ તોડીને યુક્તિથી તે બંધ–મુક્ત થયો. ભવાનંદના ઉપદેશ પ્રમાણે તે બંધ–મુક્ત તો થયો ખરો, તોપણ જરાપણ હાલચાલ ન કરતાં તે આગળની પેઠેજ ગાડી ઉપર સ્તબ્ધ થઇને પડી રહ્યો. બીજી તરફ ભવાનંદ પણ પોતાના બંધોને તોડીને તૈયાર થઈ બેઠો.

છઠ્ઠા પ્રકરણના પ્રારંભમાં જણાવ્યા પ્રમાણે જે ઠેકાણે ગાડીની પાસેના જાહેર રસ્તાપર ઊભો રહી યતિવર્ય ચારે દિશાએ કાન દઇને કાંઇક સાંભળતો હતો, તે રસ્તા ઉપરથી થઇનેજ સિપાઇઓને જવાનું હતું. તેથી જ્યારે તે ટેકરી પાસે સિપાઇઓની ટોળકી આવીને પહોંચી ત્યારે તે રસ્તાની પાસેનાજ ઉંચા ભાગ ઉપર કોઈ માણસ ઊભો છે, એવો તે ટોળકીના જમાદારને ભાસ થતાં અને ચાંદરણી તથા અંધકારના વિચિત્ર પ્રકાશમાં તે (ભાસમાન આકૃતિ)ની કૃષ્ણવર્ણ કાયા પણ ચિત્રવિચિત્ર પ્રકારની જણાતાં તે (જમાદાર) બોલી ઉઠયો કે, 'જુઓ પેલો ચોર! પકડો તેને!' એ સાંભળતાંજ એક સિપાઈ તેને પકડવામાટે ગયો, અને એ સઘળું જોવા છતાં પણ તે તો ત્યાંથી જરાપણ હાલ્યા ચાલ્યા વગર જેમનો તેમજ ઊભો રહેલો દેખાયો. સિપાઇએ જઇને તેને પકડયો, તોપણ તેણે હું કે

ચું શબ્દ પોતાના મુખમાંથી બહાર કાઢયો નહીં. અને આખરે તેને જમાદાર પાસે લઈ આવ્યા. તો પણ તેણે તો પોતાનું મૌન્યવૃત્ત જેમનું તેમજ કાયમ રાખ્યું. એવી દશા જોઇને જમાદારે 'ઘો એના માથા ઉપર એક ગાંસડો ચડાવી' એવી આજ્ઞા આપતાંજ તેના માથાપર તરતજ એક ગાંસડું મૂકવામાં આવ્યું અને તે તેણે તેવીજ શાંતિથી પોતાને માથે લીધું.

પોતાના હુકમનો અનાદર ન થતાં સઘળી બાબત પોતાની મરજી મુજબ સરળતાથી પાર પડી, એવું જાણીને જમાદાર હજી તો જેવો ગાડીની પછવાડે ચાલવામાટે વળવા જતો હતો, તેટલામાં તો તમંચાનો એક ભયંકર અવાજ થતાં જમાદારનું માથું છિન્નભિન્ન થઈ જતાં તેણે તો ઐહિક પાસથી મુક્તિ પામીને પરલોકનો માર્ગ પકડયો. એવી તે જમાદારની દુર્દશા થએલી જોઇને એક સિપાઈ મહા ક્રોધથી પોકારી ઉઠયો કે, 'આજ મા—એ જમાદારનું ખૂન કર્યું છે!' એવું કહીને તેણે તે તમચો છોડનારના અંગપર ધસારો કર્યો, પરંતુ તેણે પોતાના તમંચાની મદદથી તે સિપાઈ બહાદુરને પણ પોતાના જમાદાર સાહેબની ભેટ લેવા મોકલી દીધો! અને એટલામાં તો 'હરે મુરારે! હરે મુરારે!' એવો જય-ઘોષ કરતા બન્નો હથિયારબંધ માણસો એ તે સિપાઈની ટોળી પર એકાએક હલ્લો કર્યો અને એ આકસ્મિક આવેલી આફતને જોઇને ગોરા સાહેબના તો હોશ કોશજ ઊડી ગયા. તેનો તે વારુણી મદ (દારૂનો નિશો) સઘળોજ એકદમ ઉતરી જતાં 'સિપાઇઓએ, સામા થઇને પોતાનુ સંરક્ષણ

કરવુંજ જોઇએ.' એવો તેણે હુકમ ફરમાવ્યો. સિપાઇઓ તો હુકમના તાબેદાર તેથી તેથી તેમણે શત્રુઓની સામે ધસારો કર્યો, પણ એટલામાં તો સાહેબ સલામતને કોઇએ તરવારનો વાર કરીને ઘોડા ઉપરથી જમીનપર ગબડાવી મેલ્યા! બંદૂકની ગોળીઓના ભયથી સિપાઇઓ તો શત્રુઓને નસાડી મૂકવાની વાટ જોતા હતા, પરંતુ એટલામાં તો વડા અધિકારીને પડતો જોઈ તેમનો ઉત્સાહ ભંગ થઈ જવાથી તેઓમાં ન્હાસભાગની શરૂઆત થઇ! પરંતુ બીજી તરફ જે શૂર પુરુષે એ હલ્લો લઈ આવવાનું સાહસ કર્યું હતું, તે તે સિપાઇઓના સારી રીતે સમાચાર લેતો હતો અને તે વખતે ભવાનંદ પણ ગાડીમાં ઊભો રહીને પોકારવા લાગ્યો કે, 'જુઓ છો શું? મારો સત્વર એ હરામખોર સિપાઈઓને!' અને એ ભાષણથી પેલા બન્નો આસામીઓને વળી બમણું શૂર ચઢતાં તેમણે પલવારમાં તે સિપાઇઓની ટોળીની દાણાદાણ રેવડી કરી નાખી. પોતાનો મુખ્ય અધિકારી પડ્યો એવું જોઇને જે કેટલાક સિપાઇઓ પ્રથમથીજ વંજો મા૫ી ગયા હતા, તેમની પૂઠ પકડીને આપણા નવીન યોદ્ધાઓએ તેઓમાંથી કેટલાકોને તો પકડીને લાંબા કરી દીધા અને કેટલાકોએ ખજાનાવાળી ગાડીમાં ચઢી રૂપિયાથી ભરેલી થેલીઓને હસ્તગત કરી અને તેમની વ્યવસ્થા કરવાનો આરંભ કર્યો. પરંતુ એ સઘળી ગડબડનો લાભ લઈને પાછળ રહેલા કેટલાક સિપાઇઓ છાપો નાખનારાઓની નજર ચૂકાવીને નાસી જવામાં ફત્તેહમંદ થયા.

હવે સર્વ કાર્ય સંપૂર્ણ રીતે સિદ્ધ થએલું જા-

ણીને જે નર-પુંગવે છાપો મારવાનું અપૂર્વ સાહસ કરીને પોતાનું શૂરત્વ સર્વને વ્યકત કર્યું હતું, તે મનુષ્ય ભવાનંદની પાસે આવ્યો અને તેને જોઇને શરીરમાં અત્યંત હર્ષ વ્યાપતાં પોતાના બાંધવને પ્રેમાલિંગન આપવામાટે ભવાનંદ ગાડીમાંથી ઉતર્યો. બન્ને જણ અતિશય દૃઢ પ્રેમસહિત પરસ્પર ભેટવા પછી ભવાનંદે કહ્યું કે, 'જીવાનંદ તમે અમારી દીક્ષા લેવાનું આજે પૂર્ણ સાર્થક કર્યું! ધન્ય છે તમને! જો કદી આપણી આર્યભૂમિ સઘળા તમારા જેવાજ વીર પુરુષો ઉપજાવી શકે, તો તે વિશેષ વેળા કદાપિ દુખિતા રહે નહીં! પરંતુ એમ થવું એ સર્વથા ઇશ્વરેચ્છાપર વિશેષ આધાર રાખેછે!'

'એ સર્વ આ શૂરવીરોનોજ પ્રતાપ છે! વિનાકારણ તમારા દાસાનુદાસને એટલું બધું મહત્ત્વ શામાટે આપોછો? પ્રત્યક્ષ આનંદ-સ્વરૂપ એવા જે તમે તેમનું જ્યાં આગમન થાય, ત્યાં નિશ્ચય છે કે, સચ્ચિદાનંદ કદાપિ અપયશ આપે નહીં!' એ પ્રમાણે સવિનય ઉત્તર આપીને જીવાનંદ પોતે લૂટી લીધેલા ખજાનાને યોગ્ય સ્થાને લઈ જવાની તજવીજ કરવા લાગ્યો અને યોગ્ય વ્યવસ્થા કરીને તે પોતાના માણસોસહિત તે પ્રદેશમાથી રવાના થયો. પાછળ કેવળ ભવાનંદ અને મહેન્દ્રજ તે પ્રદેશમાં સ્થિત રહ્યા





# પ્રકરણ નવમું.

## આશાંકુર.



### કુંડળિયા છંદ.

આશાથી જન જગતમાં, જીવે સઘળા સાર;
આશા ભરે ઉમેદ ઉર, માટે આશા ધાર;
માટે આશા ધાર, નિરાશા ધર નહિ ક્યારે;
વિપત્તિ આવે જ્યાર, સુખાશા કરજે ત્યારે;
સરળ થશે નહિં કાર્ય, એહ તું સમજ્યો શાથી?
ઇચ્છિત બનશે સર્વ, જગતમાં જન આશાથી.

તેની તરવાર ઝૂંટવી લીધી અને તેની મદદથી બીજા કેટલાક સિપાઇઓને પરલોક માર્ગ પ્રયાસી બનાવી દીધા. પરંતુ પાછળથી તેને 'મેં જેમને સહાયતા કરી છે, તેઓ તો રાજ્યદ્રવ્યનો અપહાર (હરણ) કરનારા ચોરો છે.' એવું ભાન થતાંજ અત્યંત પશ્ચાત્તાપ થયો, અને 'એવા દુષ્ટ લોકોને સહાયતા કરીને નીતિદષ્ટયા તો હું ખરેખર પાપભાગી થયો, અને તેટલામાટે હવેથી મારે એમની સાથે જરાપણ સંબંધ રાખવો ન જોઇએ.' એવો તેના મનમાં વળી બીજો વિચાર આવતાં તે હલ્લાવાળી જગ્યાએથી થોડેક છેટે જઇને એક બાજૂએ નિ:શસ્ત્ર ઉભો રહ્યો. વળી તેને એવો પણ ભય ઉત્પન્ન થયો કે, 'ખરૂં જોતાં તો એમનો અને મારો કંઈ પણ અંતર્સંબંધ નથી, તોપણ જો એમનો સંગ વિશેષ વેળા ચાલૂ રહે, તો મારી ગણના પણ એઓની સાથે કરવામાં આવે અને તેથી મારે પણ રાજશાસનને પાત્ર થવું પડે. માટે એવા દુરાચારી લોકોની સંગતિનો સત્વરજ ત્યાગ કરીને મારા જેવા મનુષ્યને યોગ્ય છે કે, વખતસર બીજી તરફ નીકળી જવું.' એવો વિચાર કરીને મહેન્દ્ર તે રણભૂમિમાંથી પોતાના પગલાં પાછળ કરવા લાગ્યો. પરંતુ એ સઘળી હાલચાલને ભવાનંદ દૂર ઉભો રહીને અથથી ઇતિ પર્યંત તપાસી રહ્યો હતો, કે, જેની મહેન્દ્રને બિલકુલ ખબર નહોતી. તેથી તે (ભવાનંદ) મહેન્દ્ર જવાને તૈયાર થયો તેજ વખતે તેની પાસે આવીને ઉભો રહ્યો. ત્યારે તેને પ્રત્યક્ષ સ્વસમીપ ઉભેલો જોઇને 'તમે કોણ છો?' એવો મહેન્દ્રે પ્રશ્ન કર્યો.

'એ પૂછીને તમારે શુ કરવાનુ છે?' ભવાનદે સામો સવાલ કર્યો

'એ પૂછવાનુ કારણ એટલુજ કે, તમારો આજે મારા ઉપર મહત્ ઉપકાર થયો છે અને તેથી પોતાની ઉપર જેણે ઉપકાર કર્યો હોય, તેનુ કૃતજ્ઞતાપૂર્વક સદૈવ સ્મરણ રાખવુ એ કૃતજ્ઞ મનુષ્યોનો ધર્મ છે અને તેથી આપને વિષે કંઈ જાણવાની જિજ્ઞાસા મારા મનમા ઉત્પન્ન થાય એ સાહજિક છે' એવુ મહેન્દ્રે ગભીરતા સહિત ઉત્તર દીધુ

'તમારી કૃતિ ઉપરથી તમે મારા કરેલા ઉપકારનુ સ્મરણ કરતા હો, એવુ મારાથી નિશ્ચયપૂર્વક કહી શકાતુ નથી કારણ કે, જો મારા વિષેની વ તિકિચિત્ કૃતજ્ઞતા પણ તમારા અગમા વાસ કરી રહેલી હોત તો તમે આવી રીતે શસ્ત્રોનો ત્યાગ કરીને એક બાજૂએ આવી ઊભા રહ્યા નહોત!' એવી રીતે ભવાનદે ઉપદેશપૂર્વક અત્યુત્તર દીધો

'એમ કે? ત્યારે તો મારા અનુમાન પ્રમાણે તમે પણ તે ચોરોમાના એક હો એવુ જણાય છે!' એવુ મહેન્દ્રે તિરસ્કાર પૂર્વક કહ્યુ

'જો તમારી બુદ્ધિને એ કાર્ય ચોરી જેવુ લાગતુ હોય તો, ભલે તેને તમે ચોરી કહો પરતુ પ્રથમ મારૂ થોડુક કહેવુ છે, તે સાભળીને પછી તમારે જે બોલવાનુ હોય તે બોલજો એ તો તમે પોતે કબૂલ કરો છો કે, તમારી ઉપર મે પૂર્વે ઉપકાર કરેલો છે, અને હજી પણ તેવીજ રીતે તમારી ઉપર મારો કંઈક બીજો ઉપકાર કરવાનો પણ વિચાર છે—'

'નહીં! નહીં! બીજીવાર તમાશ જોવાનો કે ઉપકાર મારી ઉપર ન થાય તો સારૂ; એક વ ચયો તેજ બસ છે!' એવું ભવાનંદનું વાકય થવા પૂર્વે વચમાંજ મહેન્દ્ર બોલી ઉઠયો.

'ઠીક તમારી મરજી. ઉપકાર ન જોઈએ રહ્યું! તેને વિષે મારો આગ્રહ નથી. પરંતુ નિ તમને પોતાના કુટુંબના માણસોને મળવાની ઈ તો છે કે નહીં? જો હોય તો આવો ચુપચુપ મ રી પાછળ! એટલે તમારી અને તેમની મુલાકા સત્વર થઈ શકે એમ છે.' ભવાનંદે જરાક બેપ વાઈમાંજ પોતાનું બોલવું ચાલૂ રાખ્યું.

'એ મુલાકાત તમે કેમ કરાવી શકશો?' એ વો મહેન્દ્રે અત્યત ઉત્સુકતાથી પ્રશ્ન પૂછયો.

'તમારે તેને વિષે વધારે પૂછપરછ કરવાન કાંઈ જરૂર નથી. જો તમારે તેમને મળવાનીજ ગ રજ હોય તો કાંઈપણ બોલવા ચાલવા વગરજ મા રી પછવાડે ચાલતા આવો!' એવું કહીને ભવાન આગળ ચાલ્યો અને 'આ વિચિત્ર મનુષ્યની સાથે વિશેષ વાદવિવાદ કરવામાં કાંઈપણ લાભ થવાને નથી' એવું વિચારીને મહેન્દ્ર પણ પોતાનો રસ્તે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

અહા આશા! આશા! તારાં ઉપરજ આ મ ૨ળ સૃષ્ટિના જીવોનુ જીવન ટકી રહ્યું છે. એમ ક હિયે તો તેમાં લેશમાત્ર પણ અતિશયોક્તિ કરેલી કહેવાશે નહીં. સંસારના અત્યંત દુઃખિ થયેલા મ નુષ્યો પોતાને કોઈ દિવસે પણ સુખ મળશે એવી આશાથી, બંધવાઓ પોતાનો મુક્તિનો દિવસ વ-

હેલોજ આવવાનો છે એવી આશાથી અને નિર્ધનો પોતાને કોઈ દિવસે પણ ધનની પ્રાપ્તિ થશે એવી આશાથીજ પોતાનો દિવસો જેમ તેમ કરીને વ્યતિત કરે છે. હે મધુર આશા; જો તારૂં અસ્તિત્ત્વ આ પૃથ્વીતલ પર ન હોય તો; મનુષ્ય અથવા પશુ આદિકોના જીવનતું અસ્તિત્ત્વ પણ તારી પૂર્વે કયારનુએ નષ્ટ થઈ ગયું હોત. પરંતુ તેંજ સર્વેને કૃપા કરી બચાવી રાખ્યા છે, એ તારો મોટો ઉપકારજ સમજવો જોઈએ. પ્રિય વાચક, જે મહેન્દ્ર થોડા વખત પહેલાંજ ભવાનંદને ધિક્કારતો હતો, તેજ મહેન્દ્ર તેની કાંઈ પણ ઓળખાણ લીધાવિના તેની પાછળ એક આંધળાની માફક ચાલતો થયો; એ શાથી? ખુલ્લું છે કે, પત્ની અને પુત્રીને મળવારૂપી આશાથી. જો તે મનુષ્ય ક્રૂર હોય ને પાછળથી મહેન્દ્રને કાંઈ અધિક પીડા કરે તો? પરંતુ તે પીડાનું મહત્ત્વ સ્ત્રી અને સુતાનો પુનઃ સંયોગ થવાની આશાના મહત્ત્વ પાસે તુચ્છમાત્ર હતું! માટે આશાનું કેટલું મહત્ત્વ છે, તે ઉકત દૃષ્ટાંતથી વાચકના ધ્યાનમાં આવ્યા વિના રહે તેમ નથી. એક પ્રસિદ્ધ ઈંગ્લિશ ગ્રંથકારે યોગ્યજ લખ્યું કે;–

"Last and chiefest of blessings is Hope, the most common of possessions; far, as Thales the philosopher said, "Even those who have nothing else have hope." Hope is the great helper of the poor: It has even been styled "the poor man's bread." It is also the sustainer and inspirer of great deeds. It is recorded

of Alexandar the Great, that when he succeeded to the throne of Macedon, he gave away amongst his friends the greater part of the estates which his father had left him, and when Perdiccas asked him what he reserved for himself, Alexander answered, "The greatest possession of all,—Hope!"

SMILES' CHARACTER, page 233.





# પ્રકરણ દશમું.

## મહેન્દ્ર અને ભવાનંદ

ઉપેન્દ્રવજ્રા વૃત્ત.

મળી રહે છે બળ એક માળે,
કરે મહા સંપજ દુષ્ટ કાળે;
તજો બધા તેમજ પક્ષ તાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

. . .

કુસંપથી પાંડવ કૌરવોએ
લડી લડી લાભ લિધો ન કોએ,
ઘણોજ તોટો ઘરમાં ઘલાણો;
અરે સ્વદેશી! અભિમાન આણો

. . . .

દોહરો.

સ્વદેહ તેમ સ્વદેશની લે નહિ જે સંભાળ,
ચોટે તેને ચાટશે, જાડા કેરી ગાળ

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ચંદ્ર-જ્યોત્સ્નાના સ્વચ્છ પ્રકાશમાં મહેન્દ્ર અને ભવાનંદ કાંઈપણ બોલવા ચાલવાવિના શાંતિ રહિત પોતાને માર્ગે ચાલ્યા જતા હતા. મ

મહેન્દ્ર ભવાનંદની પાછળ પાછળ ચાલતો હતો. એ
શે; પરંતુ તે કેવળ આશ્ચર્યમાંજ લીન થઈ ગયા
જેવો દેખાતો હતો. રણભૂમિની કેટલેક દૂર નિક
ળી ગયાં પછી ભવાનંદની ચર્યા બદલાઈ જતાં તે
ની વૃત્તિમાં કાંઈક ફેર પડ્યો હોય, 'એવું' કેટલાક
વખત પછી મહેન્દ્રના જાણવામાં આવ્યું. જે ઠેકા
ણે સિપાઇઓની સાથે ઝટાપટી થઈ હતી હતી, તે
ઠેકાણેનો તેનો વીરોચિત ઉત્સાહ અને તેને મળ
તાજ અંગવિક્ષેપ ઇત્યાદિનો લોપ થતાં ભવાનંદ
કોઈએક પ્રશાંત ચિત્ત થએલ અને ઇંદ્રિય નિગ્રહ
કર્તા ગંભીર સન્યાસીજ હોયની! એવો દેખાવ
લાગ્યો. આલ્હાદ સુંદર જ્યોત્સ્નામય રાત્રિ અને પ્ર
શાંત વનશોભાને જોઇને જાણે એમણેજ પોતાન
શાંતના ભવાનંદને અર્પણ કરી હોયની! એવો ભા
સ થવા લાગ્યો. પરંતુ જેવી રીતે ચંદ્રબિંબનો પ્ર
કાશ પડતાંજ ગંભીર સમુદ્ર પણ વિક્ષોભ સહિ
પોતાના મિત્રને મળવાની ઉત્સુકતાથી દોડી જતો
હોય તેવો દેખાય છે, તેવીજ રીતે ભવાનંદની દ
સુપ્તિ-વૃત્તિનો સર્વ એકમાત્ર લોપ થઇને તેના મ
નમાં આનંદ-ઊર્મિઓ ઉછળવા લાગી. તે વખતે

જ, તેમની વચ્ચે એટલું દીર્ઘ મૌન્ય ચાલૂ રહ્યું હતું. પરંતુ આખરે ભવાનંદે મૌન્યવૃત્ત સહન ન કરી શકવાથી અને અતિશય આનંદને ન રોકી શકવાથી નીચેનું પદ્ય ગાવાનો પ્રારંભ કર્યોઃ—

वंदे मातरम् सुजलाम् सुफलाम्
मलयज शीतलाम् शस्य शामलाम्
मातरम्,

એ ગીત સાંભળીને મહેન્દ્ર તો દંગજ થઈ ગયો; કારણ કે, તેના વિચાર પ્રમાણે 'એક ચોર કર્મ કરીને પોતાની ઉદર-પૂર્ત્તિ કરનારા મનુષ્યના મુખમાંથી એવા સ્વમાતૃપ્રેમ દર્શક ધન્યવાદ નિકળવા, એ વાર્તાજ ચમત્કારિક હતી.' વળી સુજલા, સુફલા, મલયજ શીતલા અને શસ્ય શામલા ઇત્યાદિક ચમત્કારિક વિશેષણોવાળી તે એવી કઈ માતા હશે? એ પણ તેને ન સમજાયું. માટે એ ગૂઢને જાહિર કરવાના હેતુથી 'અહો જેનાં તમે સુયશ ગાઓ છો, તે તમારી માતા કોણ છે? તે કૃપા કરીને કહેશો?' એવો તેણે ભવાનંદને પ્રશ્ન કર્યો. પરંતુ તેના પ્રશ્નનું ઉત્તર ન આપતાં તેણે (ભવાનંદે) તો, પૂર્વવત્ પોતાનું ગાવાનું શરૂજ રાખ્યુંઃ—

शुभ ज्योत्स्ना पुलकित यामिनीम्
फुलकुसुमित द्रुमदल शोभिनीम्
सुहासिनीम् सुमधुर भाषिणीम्
सुखदाम् वरदाम् मातरम्.

'અહો! અથ સમજાયું. ત્યારે તમે આનંદિત ચિત્ત સ્વદેશ જનનીનુંજ સ્તવન કરોછો કેમ?' મહેન્દ્રે આશ્ચર્યચકિત થઈ ભવાનંદને પૂછ્યું.

. . .

વીજ. તેમની વચ્ચે એટલું દીર્ઘ મૌન્ય ચાલુ રહ્યું હતું. પરંતુ આખરે ભવાનંદે મૌન્યવૃત્ત સહન ન થઈ શકવાથી અને અતિશય આનંદને ન રોકી શકવાથી નીચેનું પદ્ય ગાવાનો પ્રારંભ કર્યોઃ—

वंदे मातरम् सुजलाम् सुफलाम्
मलयज शीतलाम् शस्य श्यामलाम्
मातरम्.

એ ગીત સાંભળીને મહેન્દ્ર તો દંગજ થઈ ગયો; કારણ કે, તેના વિચાર પ્રમાણે 'એક ચોર કર્મ કરીને પોતાની ઉદર-પૂર્તિ કરનારા મનુષ્યના મુખમાંથી એવા સ્વમાતૃપ્રેમ દર્શક ધન્યવાદ નિકળવા, એ વાર્તાજ ચમત્કારિક હતી.' વળી સુજલા, સુફલા, મલયજ શીતલા અને શસ્ય શામલા ઈત્યાદિક ચમત્કારિક વિશેષણોવાળી તે એવી કઈ માતા હશે? એ પણ તેને ન સમઝાયું. માટે એ ગુઢને જાહેર કરવાના હેતુથી 'અહો જેનાં તમે સુયશ ગાઓ છો; તે તમારી માતા કોણ છે? તે કૃપા કરીને ...નેતો ભવાનંદને પ્રશ્ન કર્યો. પરંતુ ... માતૃભૂ... એણે (ભવાનંદે) તો ... માતૃભૂમિના ... ાડો પાડવી, એવી તે ... ારી પણ નથી કરતા અને ધાડ ... એવો ભવાનંદે કાંઈક દૃઢતાથી ... અહો! અ...જાનાને લૂંટવામાં તમે હમણાજ ...દેશ જાઓ, તે ચોરી પણ ન કહેવાય અને ...અર્થાનુસાર તેને ધાડ પણ ન કહી શકા

...मधुर भाषिणीम्
...वंदाम मातरम् /
...फुल्लकुसुमित ... फलकत निर्ज्योत्
...र करवाले /
...म / श्यामल ... सुहासिनीम्
...म मातरम् ... सुखदाम् व...
...मलाम् ...
मातरम् /

કે હવે કહો કે, આ હત જીવિતનું શું બાકી રહ્યું! ઉત્તર એજ આવશે કે, 'કાંઈ નહીં.' તેથી હવે એ, વા હત જીવિતનો નાશ થાય તોપણ શું અને તે કાયમ રહે તોપણ શું! પરંતુ એટલો બધો જુલમ અમારીપર ગુજરેલો છે છતાં પણ અમે એ દુષ્ટોના સમાચાર ન લઈએ, તો પછી તે લેવાનો સમય ક્યારે આવશે?' ભવાનંદ છેલ્લું વાક્ય સ્વદેશાભિમાનના પૂર્ણ આવેશમાં બોલ્યો.

'પરંતુ સમાચાર લેનાર તો તમે એકલાજ છો કે ના?' ઉપર્યુક્ત ભવાનંદનું ભાષણ શ્રવણ કરીને મહેન્દ્રે આશ્ચર્યથી પૂછ્યું. અને એ પ્રશ્ન સાંભળીને ભવાનંદ વળી પદ ગાવા લાગ્યો:—

'सप्तकोटिकंठ निनाद कलकल कराले;
द्विसप्तकोटि भुजैर्धृतखर करवाले;
अबला या मा एतस्मे बला ?'

'પણ મને ખાસ તો તમે એકલાજ જોવામાં આવો છો?' મહેન્દ્ર ઉક્ત ગાન સાંભળીને બોલી ઉઠ્યો.

કે, એવા દશવીસ હજાર માણસોની સહાયતાથી ત-
મે ખચીત આ યવનોની બાદશાહીનો અંત આણી
શકશો ?'

'કેમ નહીં ? મારા ધારવા પ્રમાણે તો (તોપ)
ગોળાને જોતાંની સાથેજ તેમના (મુસલમાનો) માં
નહાસભાગ અસ્તાવ્યસ્થતાનો આરંભ થશે !'

'પરંતુ પ્રથમ તો એજ પ્રશ્ન થાય છે કે, ત-
મે ગોળાજ ક્યાંથી મેળવી શકશો ? શું તે બનાવ-
વવાનું કામ તમે પોતે શીખ્યા છો ?'

'ના. પરંતુ અગે તેનો અભ્યાસ કરવાના છિ-
એ. કારણ કે, અમે આ સંન્યસ્ત દીક્ષા એ કામમા-
ટેજ લીધેલી છે. અને તેથી અમારી કાર્યસિદ્ધિ થ-
તાજ પુનઃ અમે અમારા આશ્રમ ધર્મનો સ્વીકાર
કરીશું. કારણ કે, તમારી પેઠેજ સ્ત્રી પુત્રોનો પરિ-
વાર અમારી પાછળ પણ લાગેલો છે.'

'ત્યારે શું તમોને સ્ત્રીપુત્રાદિ હોવા છતાં પણ
તમે તેમનો ત્યાગ કરેલો છે ? તમારાથી તે માયા-
પાશ કેમ તોડી શકાયો ?' એવું મહેન્દ્રે સાશ્ચર્ય મુ-
દ્રાથી પૂછયું.

'તમારી આગળ નકામી બડાઈ મારવાનો મા-
રો હેતુ નથી, અને તેથીજ હું તમને પૂછવાની રજા
લઉં છું કે, માયા-પાશ કદી કોનાથી તોડી શકાયો
છે કે શું ? જો કોઈ કહે કે, માયા-પાશ તોડી શ-
કાય છે, તો તેમ કહેનારાના પોતાના મનમાંજ પ્ર-
થમ તો માયા ન હોવી જોઇએ અથવા તો તે વિ-
નાકારણ પોતાની પ્રૌઢિ કરતો હોવો જોઇએ. તેથી
માયા-પાશને અમે કંઈ તોડી નાખ્યો નથી, પરંત

કેવળ સ્વીકૃત વ્રતનું પરિપાલન કરવાનો અમારો દૃઢ સંકલ્પ થએલો છે. પણ એ વાર્તાને હાલ એક કોરે મૂકીને હું તમને એક બાબત વિષે કાંઈ સવાલ કરૂં તો તેમાં તમારે કોપાયમાન થવું નહીં. તે સવાલ એ છે કે, આપ પણ અમારા સંપ્રદાયમાં દાખલ થશો?'

'મારા માણસોનો પત્તો મળ્યાવિના મારાથી કંઈજ ખાત્રીથી કહી શકાય તેમ નથી.' મહેન્દ્રે શાંત ઉત્તર દીધો. અને તેથી 'ઠીક છે, ચાલો ત્યારે તમારા કુટુંબની ભેટ લેવાને.' એમ કહીને ભવાનંદે ત્યાંથી આગળ ચાલવાનો આરંભ કર્યો અને પૂર્વવત્ મહેન્દ્ર પણ તેની પાછળ પાછળ પોતાનો રસ્તો કાપવા લાગ્યો. ચાલતાં ચાલતાં ભવાનંદનું 'વંદે માતરમ્' એ પદ્ય ગાવાનું ચાલુજ હતું. અને આ વખતે તો મહેન્દ્ર પોતે પણ ગાનકળામાં અભિજ્ઞ હોવાથી તે પણ તેની સાથે ગાવા લાગ્યો. તેનો કંઠ અતિ મધુર હોવાથી તે ગદ્ય પદ્યનો આલાપ તેના સુસ્વર કંઠમાંથી નિકળતાંજ ભવાનંદ તો આનંદમાં ડોલવા લાગ્યો. અને એટલામાં ગાતાં ગાતાં અચાનકજ મહેન્દ્રે પૂછ્યું કે, 'શું આ તમારી દીક્ષા પુત્ર કલત્ર આદિના ત્યાગ કરવાવિના નજ લઈ શકાય છે? જો સ્ત્રીપુત્રનો ત્યાગ કર્યાવિના તમારી આ દીક્ષા લઈ શકાતી હોય, તો તે હું મોટી ખુશીથી લેવાને તૈયાર થઈશ.'

ચિરકાલિક નથી. જો તમને અમારી મહા દીક્ષા લે-
વાનો વિચાર હોય, તો હાલ તમારાથી તમારી પ-
ત્ની કે પુત્રી વગેરે કોઇને પણ મળી શકાશે નહીં.
જો કે અમારા તરફથી તેમની, સર્વ પ્રકારની સુખ
વ્યવસ્થા તો કરવામાં આવશે, તોપણ જ્યાંસુધી ત-
મારા વ્રતનુ સાફલ્ય તમારાથી થાય નહીં, ત્યાંસુ-
ધી તમારાથી તેમના મુખનુ અવલોકન પણ થઈ
શકે તેમ નથી!'

'ત્યારે તો આપણને એ તમારા વિચિત્ર વ્ર-
તની કઈ જરૂર નથી.' એવો મહેન્દ્રે ટૂંકો ને ટચ
જવાબ આપી દીધો અને બન્ને જણ પોતાના મા-
ર્ગમા આગળ વધ્યા



કેવળ સ્વીકૃત વ્રતનું પરિપાલન કરવાનો અમારો દૃઢ સંકલ્પ થએલો છે. પણ એ વાર્તાને હાલ એક કોરે મૂકીને હું તમને એક બાબત વિષે કાંઈ સવાલ કરૂ તો તેમાં તમારે કોપાયમાન થવું નહીં. તે સવાલ એ છે કે, આપ પણ અમારા સંપ્રદાયમાં દાખલ થશો?'

'મારા માણસોનો પત્તો મળ્યાવિના મારાથી કંઈજ ખાત્રીથી કહી શકાય તેમ નથી.' મહેન્દ્રે શાંત ઉત્તર દીધો. અને તેથી 'ઠીક છે, ચાલો ત્યારે તમારા કુટુંબની ભેટ લેવાને.' એમ કહીને ભવાનંદે ત્યાંથી આગળ ચાલવાનો પ્રારંભ કર્યો અને પૂર્વવત્ મહેન્દ્ર પણ તેની પાછળ પાછળ પોતાનો રસ્તો કાપવા લાગ્યો. ચાલતાં ચાલતાં ભવાનંદનું 'વંદે માતરમ્' એ પદ્ય ગાવાનું ચાલૂજ હતું. અને આ વખતે તો મહેન્દ્ર પોતે પણ ગાનકળામાં અભિજ્ઞ હોવાથી તે પણ તેની સાથે ગાવા લાગ્યો. તેનો કંઠ અતિ મધુર હોવાથી તે ગદ્ય પદ્યનો આલાપ તેના સુસ્વર કંઠમાંથી નિકળતાંજ ભવાનંદ તો આનંદમાં ડોલવા લાગ્યો. અને એટલામાં ગાતાં ગાતાં વચમાંજ મહેન્દ્રે પૂછ્યું કે, 'શું આ તમારી દીક્ષા પુત્ર કલત્ર આદિના ત્યાગ કરવાવિના નજ લઈ શકાય કે? જો સ્વપત્નીનો ત્યાગ કરવાવિના તમારી આ દીક્ષા લઈ શકાતી હોય, તો તે હું મોટી ખુશીથી લેવાને તૈયાર થઈશ.'

'સાંભળો, જે મનુષ્ય અમારા મહાવ્રતનું ગ્રહણ કરે છે, તેણે સર્વસંગ પરિત્યાગ કરવોજ જોઈએ; એવો અમારો નિયમ છે. પણ ધ્યાનમાં રાખવું કે, મેં આમ કહ્યું છે તે મનાતો એ ત્યાગ

ઘતાં અતિશય પ્રફુલ્લિત થએલું હતું. અર્થાત્ પ્રભાતનો આનંદમય સમય થતાંજ સર્વત્ર આનંદજ આનંદ પ્રસરી રહ્યો હતો.

એવા આનંદજનિત સમયમાં આનંદાશ્રમને વિષે કૃષ્ણાજિન (કાળા હરિણના ચામડા) પર બેસીને સત્યાનંદ પોતાના નિત્યનૈમિત્તિક પ્રાતરહ્નિક (પ્રાતઃ કર્મ) કરવામાં નિમગ્ન થએલો હતો અને સ્વામિને પૂજામાં જોઈતી કોઈ વસ્તુની અગત્ય પડે તો તે ઉપાડી દેવા વગેરેના કામમાટે જીવાનંદ તેની પાસેજ બેઠેલો હતો. એટલામાં મહેન્દ્રને સાથે લઈને ભવાનંદ ત્યાં આવી લાગ્યો. પરંતુ તેણે યતિવર્ય પોતાના નિત્યકર્મમાં મગ્ન હોવાથી તેની સાથે કાંઈ વાતચીત કરી નહીં. કારણ કે, સત્યાનંદે એ ધારોજ બાંધી મૂકયો હતો કે, સંધ્યા વંદનના સમયમાં ગમે તેટલું જરૂરનુ કામ હોય તોપણ તેને કોઇએ બોલાવવો નહીં, અને તેથીજ તેના નિત્ય કર્મમાં વ્યત્યય થશે એવા ભયથી તે સમયે કોઈપણ તેની સાથે બોલવાનું સાહસ કરતું નહોતું. અંતે યતિવર્યનું જપ જાપ પૂર્ણ થવા પછી જીવાનંદ અને ભવાનંદ નમ્રતાપૂર્વક પ્રણિપાત કરી હાથ જોડીને તેની સામે ઊભા રહ્યા, તેઓમાંથી તેણે (યતિવર્યે) જીવાનંદને ત્યાંજ બેસાડીને ભવાનંદને સંકેત કરી બહાર બોલાવ્યો. પરંતુ ત્યાં તે બન્ને વચ્ચે શી વાતચીત થઈ તેની કોઇને ખબર પડી નહીં. થોડાજ વખતમાં બન્ને જણ પાછા મંદિરમાં આવ્યા અને યતિવર્યે કિંચિત્ હસિત મુદ્રાથી મહેન્દ્રને કહ્યું કે, "આપની ઉપર આવેલા સંકટોનું યથાસ્થિત વર્ણન સાંભળીને હું અત્યંત ભયભીત થયો હતો, પરંતુ



# પ્રકરણ અગિઆરમું.

## કાલિકાની ત્રણ મૂર્ત્તિઓ.

"Breathes there the man with soul so dead, who never to himself hath said, this is my own, my native land!"

Scott.

'આ મારી જન્મભૂમિ, આ મારો સ્વદેશ ઇત્યાદિક શબ્દો જેના મુખમાંથી કોઈ દિવસે પણ નિકળેલા ન હોય એવો શુષ્ક હૃદયનો કોઇ પણ મનુષ્ય તમને આ પૃથ્વીપટપર પાસે હતો જણાયો છે?'

[illegible]

આ સમય પ્રભાતનો હતો અને તેથી થોડાજ વખત પહેલાં જે અરણ્ય જનશૂન્યતા, અંધકાર અને નિઃશબ્દતા ઇત્યાદિકોના સામ્રાજ્યથી મહાભયંકર દેખાતું હતું, તેજ અરણ્ય હાલ લોકબંધુ જે સૂર્ય તેની તેજોમય દીપ્તિથી પ્રકાશિત થતાં, મનુષ્યોના આવવા જવાની સ્વલ્પ ચલવલનાથી શૂન્યતારહિત થતાં, પ્રભાતના મંદમંદ શીત પવનથી વૃક્ષોના પાંદડાંઓના કંપાયમાન થવાથી તેઓમાંથી સરપર અને મરમર ધ્વનિ ઉત્પન્ન થતાં અને પક્ષીઓના કલકલ રવથી નિનાદિત

યનાં અતિશય પ્રફુલ્લિત થએલું હતું. અર્થાત્ પ્રભાતનો આનંદમય સમય થતાંજ સર્વત્ર આનંદજ આનંદ પ્રસરી રહ્યા હતા.

એવા આનંદજનિત સમયમાં આનંદાશ્રમને વિષે કૃષ્ણાજિન (કાળા હરિણના ચામડા) પર બેસીને સત્યાનંદ પોતાના નિત્યનૈમિત્તિક પ્રાતરહ્નિક (પ્રાતઃ કર્મ) કરવામાં નિમગ્ન થએલો હતો અને સ્વામિને પૂજામાં જોઈતી કોઈ વસ્તુની અગત્ય પડે તો તે ઉપાડી દેવા વગેરેના કામમાટે જીવાનંદ તેની પાસેજ બેઠેલો હતો. એટલામાં મહેન્દ્રને સાથે લઈને ભવાનંદ ત્યાં આવી લાગ્યો. પરંતુ તેણે યતિવર્ય પોતાના નિત્યકર્મમાં મગ્ન હોવાથી તેની સાથે કાંઈ વાતચીત કરી નહીં. કારણ કે, સત્યાનંદે એ ધારોજ બાંધી મૂકયો હતો કે, સંધ્યા વંદનના સમયમાં ગમે તેટલું જરૂરનુ કામ હોય તોપણ તેને કોઇએ બોલાવવો નહીં, અને તેથીજ તેના નિત્ય કર્મમાં વ્યત્યય થશે એવા ભયથી તે સમયે કોઇપણ તેની સાથે બોલવાનું સાહસ કરતું નહોતું. અંતે યતિવર્યનું જપ તપ પૂર્ણ થવા પછી જીવાનંદ અને ભવાનંદ નમ્રતાપૂર્વક પ્રણિપાત કરી હાથ જોડીને તેની સામે ઊભા રહ્યા, તેઓમાંથી તેણે (યતિવર્યે) જીવાનંદને ત્યાંજ બેસાડીને ભવાનંદને સંકેત કરી બહાર બોલાવ્યો. પરંતુ ત્યાં તે બન્ને વચ્ચે શી વાતચીત થઈ તેની કોઇને ખબર પડી નહીં. થોડાજ વખતમાં બન્ને જણ પાછા મંદિરમાં આવ્યા અને યતિવર્યે કિંચિત્ હસિત મુદ્રાથી મહેન્દ્રને કહ્યું કે, "આપની [illegible] પર આવેલા સંધ્યે (ઉલટી રીતે [illegible] સાંભળો [illegible]) [illegible]ના સ્પષ્ટ દ્યોતક છે." એ પ્ર-